# A LECTURE
ON
# POLITICAL ECONOMY.
## PART I.
## PRODUCTION OF WEALTH.

DELIVERED BEFORE A MEETING OF THE
DNYAN PRASARAK MUNDLI,
**On 8th April 1873.**
AND BEFORE THE
KHOJA GENERAL MEETING
**On 28th May 1873.**
BY

**NASSARWANJI HIRJIBHAI PATEL.**
(HEAD MASTER ALFRED AND MAZAGON
HIGH SCHOOLS).

---

# પોલીટીકલ ઈકાનામી
ઈયાને
## "અર્થવિદ્યા"ના પેહેલા ભાગ,
"દ્રવ્યની ઉત્પંતી" પર
તા૦ ૮ મી એપ્રેલ શને ૧૮૭૩ ને દીને
"જ્ઞાન પ્રસારક મંડળી" માં, તથા
તા૦ ૨૮ મી મેએ સને ૧૮૭૩ ને દીને "ખોજા જેનરલ
મીટીંગ" માં કીધેલું ભાષણ.
કર્તા

**નશરવાનજી હીરજીભાઈ પટેલ**
હેડ માસટર આલફ્રેડ અને મજગામ હાઈસ્કુલ.

---

મુંબઈ:
કુપર કુંપની, મેડો સ્ત્રીત કોટ.
દારાબજી જમશેદજી ની કુ૦, કાલબાદેવી.

---

૧૮૭૪.

# દીબાચો.

જેમ જેમ વખત પોતાનો રસતો કાપતો જાયછે, તેમ તેમ સુધારો પોતાની ચમતકારિક જાદુઈ લાકડીથી જંગલીપણાંને હાંકી કાહાડી પોતાની સરદારી મજબુતીથી સ્થાપેછે, કેળવણી એવી સારી રીતે ફેળાવો પામેછે કે જ્યાં જ્યાં એકાદ બે સદી અગાઉ તેનાં મધુર બી પણ વાવેળાં ન હતાં ત્યાં ત્યાં હવડાં આપણ તેના નાના છોડવા એવી આબાદ સ્થિતીમાં જોઇએ છીયે કે તે છોડવાના થોડા વખતમાં મોટાં ફળદ્રુપ દરખતો થવાની વકી રાખવાને આપણને પુરતાં કારણો મળી આવેછે, માણસની એક બીજા સાથની દીલસોજી અને પ્રીતનો ગાંઠ વધારે અને વધારે મજબુતીથી બંધાયછે, અને મનુષ્ય જાતના મગજો વધારે અને વધારે બીલતાં જાએછે; જેથી અંધારામાં રહેલા ફાએદામંદ હુનરો આશકારા થતા જાએછે, અને જાણીતા ફારસી સાએર શેખ સાદી [1] ની આ નિરમલો બુલંદ બેતો જેમાં નાબુદ નહિં થઈ શકે એવા હરફમાં દર એક મગજપર નોધી રાખવા જોગ નશિહત તેણે સમાવેલોછે અને જેનો સાર ટુકમાં કહેવાને નામાંકિત ઇંગ્રેજી ફીલસુફ લારડ બેકન [2] ના **"નોવમ આરગેનમ"** [3] નામના નાદર ગ્રંથમાં આવેલા **"જ્ઞાન એજ માણસાઈ શકિતછે"** [4] એ સોનેરી હરફમાં કોતરી રાખવા યોગય સખુનો બસછે, ઇયાને,

---

૧. Saikh Sadi. ૨. Lord Bacon. ૩. "Novum Organum."
૪. "Knowledge and human power are synonymous."

જે બેતોને, વધારે લંબાણ જતાં, એ નામીચા ફીલસુફે જે પોતાના "એડવાન્સમેંટ આવ લરનીંગ"[૫] નામના અમર પુસ્તકની પેહલી કેતાબની આખેરીએ વખણાયલા લાટિન કવિ "લ્યુક્રીશીઅશ"[૬] ની જ્ઞાનથી નિપજતા આનંદના આમમાં લખેલી જે નાદર લાટિન કવિતામાંની એક સતર ટાંકી લઈ બીજીઓને વિષે એશારો કીધોછે તેજ સતરોના ઇંગ્રેજી કવિતામાં થાયલા સુભાષિત તરજુમાંની આ નિચલી બુલંદ સતરો અનુસરતી આવેછે કે

"Tis sweet, to stand in safety on the shore
When tempests rage and angry billows roar;
... ... ... ... ... ... ... ...
... ... ... ... ... ... ... ...
Tis sweet, if o'er us Heaven extends its shield,
To see the raging of the battle field;
... ... ... ... ... ... ... ...
... ... ... ... ... ... ... ...
But in this world no pleasure can we find,
Like to the rapture in the sage's mind."

તે બેતોની ખરી ખુબી પીછાણવાને આપણે શક્તિવાન થઈએ છીએ. શેખસાદી કહેછે કે—

"બની આદમ અઝ એલ્મ યાબદ કમાલ,
ન અઝ હીશમતો, જાહોમાલો મનાલ,
.. .. .. .. ... .. ..
.. .. .. .. ... .. ...
બે રઓ, દામને એલ્મ ગીર ઓસ્તવાર,
કે એલ્મત રઆનદ બેદારોલ કરાર.
મયામોઝ જોઝ એલ્મ ગર આકેલી,
કેબીએલ્મ બોદન બોવદ ગાફેલી."

એટલેજે, આદમ જાતનું બચ્ચું એલમથી કરી ચહડતે દરજજે પોંહોંચેછે, નહિં કે દબદબા, જાહોજલાલી, ધન ઈયા

---

૫. "Advancement of Learning." ૬. Lucretius.

મીલકતથી; ( માટે, ઓ માનવિ ! ) તું જા અને એલમની દામન મજબુતીથી પકડ કે એલમ તુંને બેહેસ્તના દરવાજા આગળ પોંહોંચાડશે; જો તું અકલમંદ હોય તો એલમ સિવાએ કાંઇ બીજું ના શિખતો, કારણ કે એલમ વગર રેહેવું એ ગાફ્લીઅતપણું છે.

હવે વખતની કુચ સાથ જોકે ગ્નાનનો ફેલાવો થતો જાએછે અને ગુજરાતી ભાષામાં **કવિતા, ઈતિહાસ, નિતીજ્ઞાન, નાટક, વૈદકજ્ઞાન,** ઇત્યાદિનાં કેટલાંક સારાં પુસ્તકો જન્મ પામેછે તોએપણ એ ભાષામાં કેટલીક જાણવા યોગ્ય બાબદો, જેવી કે, **ન્યાયશાસ્ત્ર,**[૭] **અર્થ વિદ્યા,**[૮] ઇત્યાદિ, એઓનું સાધારણ ગ્નાન આપી શકે એવું એક પુસ્તક પણ દીઠામાં આવતું નથી. એટલુંજ નહિં, પણ મુખ્ય કરી એ બાબદોનું ગ્નાન જોકે થોડેક દરજ્જે સર્વ કોઈને ધરાવવાની અગત્યછે તે છતાં ઇંગ્રેજી ન ભણેળા તો રહ્યા પણ ઇંગ્રેજી ભણેળાઓનો ઘણો મોટો ભાગ અતરે તેથી બેનસિબ ર-હેલોછે. આ કારણોને લીધે કેટલાક મિત્રોની ભલામણ મુજબ અવ્વલ **"જ્ઞાન પ્રસારક મંડળી"** અને ત્યારબાદ **"ખોજા જેનરલ મીટીંગ"** માં કરેલું **"દ્રવ્યની ઊત્પંતી"**[૯] **વિષેનું** ભાષણ કર્તાએ ઘટતા ખોલાસા સહીત છપાવી પ્રગટ કીધુંછે.

**ન. હી. પ.**

૭. Jurisprudence. ૮. Political Economy.
૯. Production of Wealth.



# "પોલીટીકલ ઈકાનામી"

ઇઆને

# "અર્થ વિદ્યા"

## ભાગ ૧ લો.

### દ્રવયની ઉત્પતી વિષે ભાષણ.

સાહેબો,

ભાષણની બાબત અને તેની અગત્ય.

જે ભાષણ સાંભળવાને આજ દિને તમો સઘળા અતરે ભેગા થયાછો તે ભાષણ દોલતની ઉત્પતી [1] વિષેછે. એ બાબત "પોલીટીકલ ઈકાનામી" [2] ઈઆને "અર્થ વિદ્યા" નો એક ભાગછે. અર્થ વિદ્યાના બીજા ભાગો બીજા ભાષણોમાં સમજાવવાનો મારો વિચારછે માટે એ ખુદ અર્થ વિદ્યા શુંછે તે મારાં આ પેહેલાં ભાષણ મધ્યે ટુકમાં જણાવવાની જરૂર છે. એ બાબત એવી મનોરંજક અને તે સાથે એવી અગત્યનીછે કે તેનું જ્ઞાન એક મોટામા મોટા રાજ્ય અધિકારીથી તે હલકામા હલકી કિમતનાં એક વિદ્યાર્થીએ પણ મેળવવું જોઇએ એટલુંજ નહિં, પણ એ એક એવી માહાભારત વિદ્યાછે કે જેમાં માહા વિદ્વાનોના મતફેરથી તેના મુખ્ય કાનુનો વખત જતે વધારે અને વધારે અગત્યના થઈ પડેછે. વળી એજ વિદ્યા માણસજાતની એટલેજે પ્રજા-

---

૧. Production of Wealth. ૨. Political Economy.

ઓની ચહડતી અને પ્રજાઓની કુશળતા અને સુખાકારીના વધારાની અને તે વધારવાના મુખ્ય હથિયારો, મુખ્ય ઉપાયો, મુખ્ય મુળ, મુખ્ય ઝહરા—એ સઘળાની અગત્યની જાણવા યોગ્ય, બોધ શિખાડનારી, બારીક, વિગતવાર સમજણ આપેછે; માટે એ વિદ્યા કેટલી માહાભારત, કેટલી મોતેબર, કેટલી ઉમદા, કેટલી અગત્ય ધરાવનારી, કેટલી જાણવા લાયક અને કેટલી ઉપયોગી હોવી જોઈએ અને છે તેની મુનસફી તમોનેજ હું સોંપું છું,

પોલીટીકલ ઈકાનામી એક સારી રચાએલી વિદ્યા તરીકે કયારે જન્મ પામી.

અને એ વિદ્યાના કાનુનો એક સારી રચાએલી વિદ્યા તરીકે કયારથી હસતીમાં આવ્યા તે પર તમારૂં ધ્યાન લગાડવા માગું છું. તમો સરવેને સારી પેઠે રોશનછે કે ખુદરતી કાએદાઓ હમેશ જેવાને તેવાજ રહેછે. પણ જયાંસુધી તે કાએદાઓ અંધારામાં રહેલા હોયછે એટલેજે જયાંસુધી તે કાએદાઓ આપણને આશકારા થએલા નહિં હોતા, ત્યાંસુધી જાણે તેઓ હસતીમાંજ નહિં હોય એમ આપણને લાગેછે. દાખલા તરીકે, લોહીનું ફરવું[3] એજ લઇએ. હવડાં આપણ જાણયે છીએકે લોહી આપણનાં શરીરમાં ફરેછે. એજ મિસાલ મગરેબથી મશરેક સુધી અને ઉત્તરથી દક્ષિણ સુધી પૃથ્વિના દરએક ભાગના હવડેના રેહેવાસીઓના દીલમાં જેમ લોહી ફરેછે, તેમ અસલી જમાનાના લોકોના દીલમાં પણ ફરતું હતું અને ફરવુંજ જોઇએ એ વાત હવડે કોણ નાપાડી શકશે ? કોણ અતરે એવી તાકાત ધરાવેછે કે તે કહે કે જેમ લોહી હવડે આપણના શરીરમાં ફરેછે તેમ આપણની આગલ આ

3. Circulation of blood.

ફાની દુન્યામાં વાસો કરી ગએલાંઓનાં બદનમાં કાંઈ ફરતું ન હતું ? ત્યારે જોકે 'લોહીનું ફરવું' એ ખુદરતી કાએદો અસલથીજ હસતી ભોગવેછે તો એ પણ ડાકટર હારવી[૪] ના વખત અગાઉ એ બીનાના ગ્નાનથી લોકો બેનસિબ રહેલા હતા, અને લોકોનાં અગ્નાન પણામાં એ ખુદરતી કાએદાની હસતી ગોયા હતીજ નહિં. એજ પ્રમાણે જોકે 'અર્થવિદ્યા'ના કાનુનો કાંઈ ખુદરતી કાએદા નથી પણ તેઓમાંનાં કેટલાક ખુદરતી કાએદાઓને આધીન હોયાથી ઘણુંક થયું હસતીમાં હતા, તોએ પણ જયાં સુધી તેઓ સારી ગોઠવણથી રચાએલા ન હતા ત્યાં સુધી ગોયા તેઓની હસતી નકામી હતી. જોકે 'ઈકાનામી' [૫] એ શબ્દ ઘર બાટલાના કીફાયતી કારભાર પરથી રાજયડબારી કારભારને નામીચા યુનાની ફીલસુફ 'એરીસટાટલ' [૬] ના વખતથી લાગુ પડેલોછે, જોકે ૧૭ મી સદીની આખેરી એ ફ્રાન્સ[૭] અને ઈંગ્લાંડ[૮] નાં કેટલાક લખનારાઓએ ખેતી વાડી અને વેપારના ફાએદાઓનો મુકાબલો કરવાનું શરૂ કર્યું હતું, અને જોકે એ અરસામાંજ કેટલાકો વેપારના કાનુનો સંબંધી ભારે ચરચા ચલાવતા હતા, તોએ પણ લગભગ ૧૮ મી સદીની અધવચ્ચ સુધી 'અર્થવિદ્યા'ના કાનુનોએ એક સારી રચાએલી વિદ્યાના આકારમાં દેખાવ દીધેલો ન કહેવાએ. ૧૮ મી સદીની અધવચમાંજ નામીચો ફ્રેન્ચ ફીલસુફ મો. કેને[૯] એ વિદ્યાને સારી ગોઠવણથી રચવામાં બહુ મશગુળ હતો, અને તેની મેહેનતથીજ તે વખતે એ વિદ્યાપર લખનારાઓનો એક વર્ગ ઉભો થયો જે ફ્રેન્ચ ઈકાનામી સ્ટસ [૧૦] ને નામે ઓળખાએછે અને

---

૪. Dr. Harvey; ૫. Economy; ૬. Aristotle; ૭. France; ૮. England. ૯. M. Quesnai; ૧૦. The French Economists;

જેમાં ઘણાક વખણાએલા વિદ્યાનોના નામો દીઠામાં આવેછે.

અર્થ વિદ્યાનો વિષય.

હવે અર્થ વિદ્યાનો વિષય દ્રવ્યછે. પણ એટલુંજ કહેવું બસ નથી. લંબાણથી ખોલાસો કરી એ વિદ્યા શું શિખવેછે ઇયા શા વિષે શિખવેછે તે બરાબર રીતે જણાવવું જોઇએ અને તેમ કરતાં આ જમાનાના સઉથી વખણાએલા ફીલ-સુફ **જોન સ્ટુઅરટ મીલ** [૧૧]-ના બોલોમાં બોલીએતો "પોલીટીકલ ઇકાનામી" એ "એવી વિદ્યાછે કે જે દ્રવ્યના ગુણો અને તેની ઉત્પતી અને વેંહેંચણીના કાનુનો શિખાડેછે" એ ઉપરાંત દ્રવ્યની અદલ બદલી અને ખરચ વિષે પણ એજ વિદ્યા શિખાડેછે.

મો. સેના વિચાર.

નામાંકિત ફ્રેન્ચ ગ્રંથકાર **મો. સે.** [૧૨] પોતાના **"કુર દેકોનોમી પોલીતીક પ્રાતીક"** [૧૩] નામના વખણાએલા ગ્રંથની શરૂઆતમાંજ વિચાર આપેછે કે **"પોલીટીકલ ઈકાનામી"** માણસના મંડળી તરીકેના કારભાર સિવાએ બીજું કાંઈ નથી તેટલા માટે એ વિદ્યાને **"સોશિઅલ ઈકાનામી"** [૧૪] નું નામ આપવું વધારે છાજતુ લાગે. જે પ્રમાણે માણસના શરીરના ગુણો અને તેના જુદા જુદા ભાગોના ઉપયોગ અને અખત્યારનો અભ્યાસ કર્યાથી વિચારોનો સંગ્રહ ઉપજી એક વિદ્યા બનીછે જેને **'ફીઝીઆલોજી'** [૧૫] ઇયાને **પ્રાણી ગુણ જ્ઞાનનું** નાંમ આપ્યામાં આવ્યુંછે, તેજ પ્રમાણે **માણસાઈ મંડળીના બાંધાનાં** જુદા જુદા ભાગોના ખાસ ગુણો અને કામકાજોના અ-

૧૧. John Stuart Mill. ૧૨. M. Say; ૧૩. 'Cours d' Economie Politique Pratique' (Tome I. *p. p.* 1 2.)
૧૪. Social Economy, or the French, *L'. économie Sociale;*
૧૫. Physiology;

ભ્યાસથી પેદા થતા વિચારોના સંગ્રહને 'પોલીટીકલ ઈકા નામી,' નું નામ આપ્યામાં આવ્યુંછે, જે વિદ્યા ટુકમાં બોલીએ તો 'મંડળીક શરીરની ફીઝીઆલોજી' છે.

રીકારડોનું મત.

રીકારડો[૧૬] ના મત પ્રમાણે અર્થ વિદ્યાનું મુખ્ય કામ જમીનના માલિકો, થાપણ વાળાઓ અને મેહેનત કરનારાઓ વચ્ચે દ્રવ્યની વેહેંચણીના બરાબર કાનુનો ચોકસ કરવાનું છે.

દ્રવ્ય એટલે શું? તેના સાધારણ અર્થ અને આ વિદ્યા પ્રમાણેના અર્થ વચ્ચેનો મોટો ફેર.

આગળ મેં ઘણીવાર 'દ્રવય' શબ્દ વાપર્યોછે. હવે સાધારણ રીતે 'દ્રવય' એટલે 'દોલત'ને લોકો પૈસા ઈઆ શિક્કા તરીકેજ ગણેછે, પણ મારે કેહેવું જોઇએછેકે 'અર્થ વિદ્યા' થી અણજાણ્યા એ બોલનો જે અર્થ ઉઠાડે તેથી તદન જુદાજ અર્થમાં એ વિદ્યા પર લખનારાઓ તેને વાપરેછે. બધાઓને પડતા મેળી એ શબ્દ 'મીલ' કેમ વાપરેછે તેપરજ ધ્યાન આપવું બસ થશે. એ ગ્રંથકારના કેહેવા મુજબ "દરએક ઉપયોગી ઈયા દીલપસંદ ચીજ જે કાંઈ પણ કિમ્મત ધરાવતી હોય અને જેને બદલે કાંઈ પણ તેવી બીજી કિમ્મત મળી શકે ઈયા જેની ફેરબદલી થઈ શકે અને જે જેટલી આપણને જોઇએ તેટલી બધી મેહેનત ઈયા એવોજ બીજો દામ આપ્યા વિના મળી ન શકે તેને 'દ્રવય' કેહેવું." એ ઉપરથી તમો જોશોકે સાધારણ રીતે 'દ્રવય'થા જે કાંઈ લોકો સમજેછે તે માત્ર દ્રવ્યની એક જાતછે, માટે એક જાતનાજ દ્રવ્યને દ્રવ્ય તરીકે ગણવું અને દ્રવ્યની બીજી સઘળી જાતોને 'દ્રવ્ય' ન કહેવું એ કેટલું બેહુંદુ અને ભુલ ભરેલુ કેહેવાએ?

---

૧૬. Ricardo; ('Prin. Pol. Econ. and Taxation' Pref. p. I.)

જે 'પુલપિત' [૧૭] પર ઉભો રહી અતરે હું બોલું છું, જે ખુરસીઓ પર બેસી તમો હવડે મને સાંભળોછો, જે મેજ [૧૮] આગળ આ સભાના સરનશીન બીરાજેલાછે, જે પંખાથી આ ફરમાશુ ગરમીમાં અતરે કેટલાકો પોતીકા બદનપર શિતળવાયુ ફુકેછે—એ પુલપિત, એ ખુરસીઓ, એ મેજ, અને એ પંખાને સાધારણ રીતે કોણ 'દ્રવ્ય' ગણેછે? પણ અર્થ વિદ્યા પ્રમાણેતો તેઓને દ્રવ્ય કેહેવુંજ જોઈએ અને તેઓ દ્રવ્ય છેજ એ વાત કોઈ પણ ના પાડી શકશે નહિં.

અર્થ વિદ્યાનો ઈતિહાસ સાથે સંબંધ.

હવે **'અર્થ વિદ્યા'** નો ઈતિહાસ ઈયા તવારીખ સાથનો સંબંધ જુઓ. અર્થ વિદ્યા એવી વિદ્યા છેકે જેનો મુળ પાયો **ગણત્રિ** અને **ખરેખરી બનેલી બીનાઓ** જેઓનાં 'ખરાપણાની પુરવારી થઈ શકે' તેઓ પર સ્થાપેલાછે. હવે 'ગણત્રિ' જેને ઇંગ્રેજીમાં **'સ્તાતીસતિકસ'** [૧૯] (એટલે જે **'દેશસ્થિતી રીતિ પ્રકરણ)** કહેછે તેનું તત્વ કેહેવાએ, પણ જે ખરી બીનાઓ અને માણસ જાત વચ્ચેના જુદા જુદા સંબંધોની નોધ લેવાવી જોઈએ તે **'તવારીખ'** માં નોધાએછે અને બરાબર રીતે ગોઠવ્યામાં આવેછે. આ ઉપરથી તરત દેખાઈ આવેછે કે જે મુળ ઉપર એ વિદ્યાનો મુખ્ય પાયોછે તે સઘળું તવારીખમાંથી મળેછે. એટલા માટે **જોએ વિદ્યાને એક મુલક સાથે સરખાવીએ અને પછી તે મુલકના દરવાજા તવારીખ ઈયા 'ઈતિહાસ'છે** એમ આપણે કહીએ તો અર્થવિદ્યાનો **'ઈતિહાસ'** સાથનો સંબંધ હરકોઈના ધ્યાનમાં સેહલથી ઉતરયાવિના રહે નહિં.

---

૧૭. Pulpit; ૧૮. Table; ૧૯. Statistics.

અર્થ વિદ્યાનો 'સ્તાતીસતિકસ' (એટલે જે દેશ સ્થિતી રીતિ પ્રકરણ)સાથેસંબંધ.

મેં ઉપર કહ્યુંછેકે **અર્થ** વિદ્યાનો મુખ્ય પાયો ગણત્રિ અને ખરેખરી બનેલી બીનાઓ જે તવારીખમાં નોંધાએલીછે તે પર સ્થાપેલો-છે, **અને ગણત્રિ એ 'સ્તાતીસતિકસ'** નું તત્વછે. માટે અર્થ વિદ્યા સાથ જેટલો સંબંધ 'ઇતિહાસ' ધરાવેછે તેટલોજ સંબંધ ઘણું કરીને **'સ્તા-તીસતિકસ'** એટલે જે **'દેશ સ્થિતી રીતિ પ્રકરણ'** બી ધરાવેછે એમ જો હું કહું તો મને આ નિચલી બીનાથી ટેકો મળયા વિના રહે નહિં. તે બીના એછેજે અર્થ વિદ્યાપર લખનારાઓને એક **દેશના વિસતાર**, તેનાં **રેહેવાસીઓની સંખ્યા**, તેની **ખેતીવાડી અને કારખાનાઓ**, તેનું **દ્રવય અને બળ**, તેનો **ઉદ્યોગ અને વેપાર**, તેની **ઉપજના મુખ્ય મુળો**, ઇત્યાદિ, વિષેની સઘળી ચોકસ હકીકત 'સ્તાતીસતિકસ' એટલે જે દેશ સ્થિતી રીતિ પ્રકરણ' પરથીજ મળેછે.

અર્થવિદ્યાના ચાર તત્વ સિદ્ધાંતો.

એક **ગ્રંથકારના**[20] મત પ્રમાણે અર્થવિદ્યાનો પાયો ચાર તત્વ સિદ્ધાંતો[21] પર રચાએલોછે જે નિચે મુજબછે;—**અવ્વળ**, દરએક માણસને દ્રવ્ય મેળવવાની અને કાંઇ પણ ભોગ ઇચ્છા નુકસાન વગેરે તેમાં વધારો કરવાની ખાએસ હોય છે;—**બીજું**, એજે, 'નિતી સંબંધી અડચણો, અંગ સંબંધી પીડાઓ એટલે જે દરદો, અને ઉપયોગી, દીલપસંદ, કિમ્મત વાળી, ફેરબદલી થઇ શકે એવી, અગત્યની વસતુઓ બરાબર ન મળી શકે તેની ભય—એ ત્રણ મુખ્ય

---

૨૦. Prof. Senior, (Treat-Pol. Econ. p. 26); ૨૧. Elementary Propositions.

કારણોને લીધે પૃથ્વિના રેહેવાસીઓની સંખ્યા હદમાં રેહે-
છે;'—**ત્રિજુ'** એકે, 'મેહેનતથી નિપજેલા દ્રવ્યને વધારે દ્રવ્ય
ઉત્પન્ન કરવામાં બરાબર રીતે કામે લગાડયાથી મેહેનતનો
અમલ બેહદ વધી શકેછે;—**ચોથુ'** એજે,' ખેતીવાડીના હુનરમાં
સુધારો ન થતો જાએ અને જમીનપર કામે લગાડેલી મેહેનત
જો વધારીએ તો તે વધારાના પ્રમાણ મુજબ પેદાસનો
વધારો થાએ નહિં; ઇઆને, બીજા બોલોમાં બોલીએતો
ખેતીવાડીનો હુનર જેમનો તેમ રહે અને જમીનપર કામે
લગાડેલી મેહેનતનો જો વધારો થાએ, તો પેદાસનો જે
કાંઇબી વધારો નિપજે તે, તે મેહેનતના વધારાના પ્રમાણથી
ઓછોજ હોવો જોઇએ. **આ છેલાં સિદ્ધાંત** વિષે મારે
એટલુંજ કેહેવુંછે કે **ખેતીવાડીનાં બાબમાં** તે એક ઘણો-
જ **અગત્યનો કાનુન** ગણાએછે.

માણસાઇમંડળીના સુધારાના પાંચ તબક્કા.

આ ખોલાસો કીધા બાદ હવે માણસ જાતની **મંડલી તરીકેની હાલતમાં**[22] અવ્વળથી રફતે રફતે થએલા સુધારાના નામાંકિત **મીલે** આપેલા **પાંચ તબક્કા**[23] નો હું મુખ્તેસર અહેવાલ આપુંછું.

જંગલી હાલત.

**તબક્કો પેહેલો.**—જે હાલત સઉથી ગરીબાઇ ભરેલી હતી તે એકે જેમાં માણસો ફકત શિકાર કરી ઇયા માછલાં મારી પોતીકું ગુજરાણ ચલાવતા હતા. તેઓ જંગળી જનાવરોનાં ચામડાંઓ વસ્ત્ર તરીકે વાપરતા અને કામરાંનાં બાંધેલાં ઝુંફડાં-ઓમાં રહેતા. તેઓમાં ઘણું કરી દરએક થોડાક જમીનના કટ-કાનો, થોડાં શિકારના અણુ કિસબી હથિયારોનો, અને કેટલાંક જેવાં તેવાં બનાવેલાં કામસરે એવાં અગત્યના

૨૨. Social State; ૨૩. Stages.

વાસણોનો ધણી ગણાતો. ઘણું કરી હરએક પોત પોતીકી મેહેનતથી પોતાનું ગુજરાણ કરતો. એ સ્થિતી ગોયા જંગળી હાલત [૨૪] ની હદ પર આવિછે એમ કહીએતો ચાલે.

**તબક્કો બીજો**—એકે જેમાં મેહેનતુ અને કર કસરવાળા માણસો પોતીકી ઇયા લાગતા વળગતાઓની મેહેનતથી કરી પશુ જાનવરો ઇયા ઢોરોને ચરાવતા, પાળતા

ભરવાડ સ્થિતી.

અને તેઓથી નિપજતી પેદાસ—મુખ્ય કરી, દુધ અને દુધથી બનતી તહરેવાર ચીજો, (મલાઈ, માખણ, દહી, ઇત્યાદિ) પર પોતીકું ગુજરાણ કરતા હતા. આ હાલત ખરી રીતે જોતાં **"ભરવાડ સ્થિતી"** [૨૫] કહેવાઈ શકાએ. એ સ્થિતીમાં હરએકને ઘરસુદ ભોગવવાનું બની આવતું, મેહેનત અને કર કસરના પ્રમાણ મુજબ દ્રવ્યનો સંગ્રહ એક કરતાં બીજા પાસે વધારે ઓછો થવા લાગયો, સારી જાતના વસ્ત્રો અને સારી બનાવટના વાસણો, હથિયારો, ઇત્યાદિ, વપરાવા લાગાં, નવી નવી હાજતો અને નવી નવી ચીજોનો ખપ નિકળતો ગયો, જે પુરી પાડવાને આ હાલતમાં ખોરાકની પુષ્કળ તાથી કરી બની આવતું, અને **'મનશીળ વિધાઓ'** [૨૬] પર ધ્યાન આપવાનું શરૂ થયું. લોકકથા [૨૭] એવીછેકે **કાલદીઆના ભરવાડોએ**[૨૮] 'જયોતિપ શાસ્ત્ર'[૨૯]ના સંબંધમા કેટલીક શોધો કીધી હતી. આ દંતકથામાં થોડી સચ્ચાઈ લાગેછે એમ-**'મીલ'** કહેછે, અને આ ૧૯ મી સદીના વખણાએલા ફીલસુફી કવિ **'ઉઅર્ડ્ઝવર્થ'** ની [૩૦] **"ધી એકસકરશન"**[૩૧] નામની પ્રસિદ્ધ કવિતામાં તેને ટેકો મળેલોછે. આ પ્રસંદ

---

૨૪. Savage State; ૨૫. Pastoral or Shepherd State;
૨૬. Speculative Sciences; ૨૭. Tradition.
૨૮. Chaldæan Shepherds; ૨૯. Astronomy;
૩૦. Wordsworth; ૩૧. The Excursion (Book IV.)

કરવા જોગ સ્થિતીના સંબંધમાં નાટક કવિઓના સરદાર જગ પ્રસિદ્ધ **'શેકસપીઅર'** **ના** [૩૨] **"કિંગ હેનરી ધસિકસ્થ"** [૩૩] નામના નાટકના ત્રિજા ભાગમાં (બીજા અંકના પાંચમાં પ્રવેશે) [૩૪] ઇંગ્લાંડના ૬ થા હેનરી રાજાના મોહોમાં મુકેલા "અરે ખોદા! ફક્ત એક સાદા **ભરવાડ** કરતાં વધારે **ઉંચે દરજજેનો** હું નહતે તો મને લાગેછે કે મારી હાલત બહુ સુખાકારી ભરેલી હતે," [૩૫] ઇત્યાદિ. એ બોલોની યાદી આપ્યાથી અને એજ મતલબના સખુનો તાજુબી ઉપજાવનારા **'તેલેમાક'** [૩૬] નામના ફ્રેન્ચ ગ્રંથમાં અને બીજે ઘણે ઠેકાણે આવેલાછે એમ કહયાથી આ હાલતની ખુબી તમારી મેલે પીછાનવાને તમોને બનો આવશે.

કણબીઓનો વર્ગ

**તબક્કો ત્રિજો**—હવે જેમ જેમ માણસ અને ઢોરની વૃદ્ધી[૩૭] થતી ગઈ તેમ તેમ માણસની મેહેનત વગર ખુદરતથી નિપજતા ખોરાક અને ઘાસ ચારાની તંગી પડવા લાગી અને માણસોને ખેતી કરવાની ફરજ પડી જેથી **ખેડુતો ઈયા કણબીઓનો** [૩૮] વર્ગ ઉભો થયો. એજ હાલતમાં વેપારીઓનો એક વર્ગ હસતીમાં આવ્યો જે બે ભાગમાં વેંહેંચાઈ ગયો હતો—એકતો **'દાના ઈયા અનાજના વેપારીઓ**[૩૯] અને બીજો **'નાણું ધીરનારાઓ**[૪૦] નો.

કારીગરો, વેપારીઓ અને દુકાનદારોનો વર્ગ.

**તબક્કો ચોથો અને પાંચમો.**—કણબીઓના બાપથી જીઆદા નિપજતી પેદાસ ઘણું કરીને આગલા વખતમાં એશિઆ ખંડના અને બીજા રાજયોમાં રાજય કરતાઓ તેઓ પાસથી છિનવી લેતા હતા જેથી તે રાજય કરતાઓ, તેઓના કુંટ-

---

૩૨. Shakspeare; ૩૩. King Henry VI. ૩૪. Act II. Sc. V.
૩૫. K. Hen. "O God! me thinks it were a happy life
To be no better than a homely swain."
૩૬ "Télémaque" (par. M. Fénélou); ૩૭. Overgrowth;
૩૮. Agriculturists; ૩૯. Grain-dealers; ૪૦. Money-dealers;

ઓ, તેઓના માનીતાઓ, અને તેઓના ઓધેદારોને માટે મોજમજાની અને કિમ્મતી ચીજો હુનરથી બનાવવાનો ખપ પડવા લાગો જે ખપ પુરો પાડવાને **કારીગરો અને કીસબીઓ** [૪૧] નો એક વર્ગ ઉભો થયો અને તે બનાવેલી ચીજો જેઓના ખપને માટે બનાવેલી હોય તેઓને સેહેલ અને સગવડ ભરેલી રીતે પોંહોંચાડવાને **વેપારીઓ અને દુકાનદારો** [૪૨] નિકળવા લાગા.

'મરકનટાઈલ થીઅરી'ના કાનુનો, તેઓનું ખોટારૂં, અને તેઓ પર ટીકા.

સાધારણ રીતે એમ કેહેવાએછે કે લશ્કરી અમલદારો સર્વે ચીજ લશ્કરી નજરે જુએછે, ન્યાયધીશો અને ધારાના હીમાતીઓ સર્વે ચીજ ધારાની નજરે જુએછે, અને ધર્મ ગુરૂઓ સર્વ ચોજ ધર્મની નજરે જુએછે, તે પ્રમાણે વેપારીઓ સર્વે ચીજો વેપારીની નજરે જુએછે, માટે નામાંકિત **'એડમસ્મિથ'** [૪૩] ના વખત અગાઉ જે કાનુનો **મરકનટાઈલ થીઅરી** [૪૪] ને નામે ઓળખાતા હતા તેઓએ, લોકોને શું શિખવવાનું ધારણ કર્યું હતું તે પર હવે તમારૂં ધ્યાન હું લગાડવા માગુંછું. એ કાનુનો પ્રમાણે **પૈસોજ** [૪૫] 'દ્રવ્ય' ગણાતો હતો, સોનારૂપાં જેવી કિમ્મતી ધાતુઓની **આયાત** [૪૬] અને માલની **નિકાસ** [૪૭] ને બહુ ટેકો મળવા લાગ્યો, અને જેકાંઈ ઉદ્યોગથી એક દેશમાં પૈસા યા કિમ્મતી ધાતુઓને જથ્થા બંધ આવવાને બનતું તે ઉદ્યોગજ તે દેશના **એકંદર દ્રવ્યમાં** [૪૮] ઉમેરો અને ફાયદો કરવામાં સહુથી સારો અને સુતરો ગણાતો હતો. જે દેશો માલની આયાત અને પૈસા અને કિમ્મતી ધાતુઓની નિ-

૪૧. Artificers; ૪૨. Dealers and Traders ૪૩. Adam Smith; ૪૪. The Mercantile Theory; ૪૫. Money; ૪૬. Import; ૪૭. Export; ૪૮. General Wealth ;

કામ કરતા તેઓ ખોટનો ધંધો કરતા એમ ગણાવા લાગયું, જેથી એ કાનુનોનું ખોટારૂં 'એડમસ્મિથે' પ્રસિદ્ધ કીધું તેની આગમજ દેશદેશો વચ્ચેના વેપારમાં[૪૯] બહુ ખલલ પડવા લાગી, કારણકે યુરોપની સઘળી વેપારી પ્રજાઓ પોત પોતીકા દેશોમાં સહુથી વધારે નાણું અને કિમ્મતી ધાતુઓ આણવાને નુકશાનકારક રીતે હરીફાઈ કરતી હતી. એ કાનુનોથી યુરોપના અને મુખ્ય કરી ઈંગ્લાંડના મેહેસુલ સંબંધી 'એડમસ્મિથ' ના વખત અગાઉ બહુ માઠી અસર થઈ હતી. આ 'મરકનટાઈલ થીઅરી' જેથી દ્રવ્ય અને પૈસો એકજ અર્થના ગણાતા તેને દરએક વહિવાટમાં થતા નફા અને ખોટ, આએપત અને ખરચ ના હીસાબ આપવા ઈયા દેખાડવાની સાધારણ રીત, ઈયા ચાલતા રવઈઆથી કરી ઘણો ટેકો મળતો હતો. હવડાં પણ અગર આપણે કોઈને પુછી શું કે ફલાના શખ્શ પાસ કેટલી દોલતછે તો, ઈયા તે ધણીની દોલત સઘળી નાણાં રૂપી હોય, ઈયા નાણાં અને મિળકત રૂપીભેગી હોય, ઈયા સર્વે મિળકત રૂપીજ હોય, તોએ પણ ઘણું કરીને તે દ્રવ્યનાઅરસાનો જવાબ નાણાંનાજ રૂપમાં આપણને મળશે, કે તેની પાસ આટલા હઝાર કે આટલા લાખ રૂપીઆછે. પણ પૈસા અને દ્રવ્યને એકજ અર્થમાં લેવા—એ બહુ બેહુંધું અને બેવકુફી ભરેલું લાગેછે, કારણકે, પૈસો ફકત દ્રવ્યની એક જાતછે ઈયાને એક જાતનું દ્રવ્યછે, અને દરએક જણને પોતીકી આએપત સગવડ ભરેલી રીતે લેવાને તે એક સારો અને સુતરો માર્ગ ઈયા મારફતછે. એક દેશમાં દ્રવ્ય પૈસાના આકારમાં હોય ઈયા ન હોય તેમાં ફેરમાત્ર સગવડનોછે, અને તેનો મીસાલ જો આપવો હોયતો ('મીલ' કહેછે તેમ) 'પાણી ઈયા બાફના જોસથી હલવા

---

૪૯. Trade International;

પિસવા' અને 'હાથે દલવા પિસવા' વચ્ચેનો ફેરછે. નાણાં રૂપી દ્રવ્યથી હાંસલ થતી સગવડનો પુરતો ખ્યાલ નિચલા દાખલા પરથી તમારા મગજમાં સેહેલથી ઉતરશે. કોઇએક શખશ પાસ કાંઈ પણ નાણું નથી પણ ફકત પોતીકી જરૂરીઆત વતરેગે તેની પાસ પાંચ સાત ખુરસીઓછે, ને વેચી તેના બદલામાં પોતીકા ગુજરાણ માટે તેને ચોખા, દાળ, વતરેગે, થોડાક અનાજ અને બીજી ખોરાકી ખરીદવીછે. હરકોઈ ચોખાવારાને ત્યાં જઈ તે તેને કહેછેકે 'ભાઈ મારી પાસ આ ખુરસીઓછે તેમાંથી થોડી હું તને આપવા માગુંછું અને તેના બદલામાં તું મને તેટલી કિમ્મતના ચોખા આળ'. તે ચોખાવારાને કાંઈ ખુરસીઓ જોઇતી નથી અને ખુરસીઓના બદલામાં ચોખા આપવાને તે ના પાડેછે. ત્યારે તે કોઈ બીજા ચોખાવારાને ત્યાં અને કાંઈ બીજી ખોરાકી વેચનારને ત્યાં જાએછે અને ચોખા વતરેગે બીજી ખોરાકી તે ખુરસીઓનાં બદલામાં માંગેછે,—પણ જયારે ત્યાંથી પણ કાંઈ વળતું નથી ત્યારે કોઈ સુથાર ઈયા કેબીનેટ મેકર [૫૦] ઈયા જે કોઇને ખુરસીઓ જોઇતી હોય તેવાઓની શોધમાં તે ફરેછે અને બહુ પછારા મારયાબાદ કોઈ હાથ લાગેછે તેને ખુરસીઓ આપી તેનુજે કાંઈ દામ મળેછે તેમાંથી ચોખા, દાળ, વતરેગેની જોઇતી ખોરાકી તે ખરીદેછે. આ ઉપરથી તમો જોશોકે તેની પાસ નાણાં રૂપી દ્રવ્ય ન હોયાને લીધે આટલી બધી રંજ અને અગવડ તેને ખમવી પડી; પણ હવે જો આ ખુરસીઓને બદલે તેની પાસે થોડાક રૂપીઆ હતે તો પોતીકી જરૂરીઆતની ખોરાકી તેને કાંઈપણ અડચણ વગર તરતજ મળી શકતે.

---

૫૦. Cabinet-maker.

ભાષણમાં દ્રવ્યની ઉત્પતી વિશેજ બોલવાનું કારણ.

મુળ આરંભ[૫૧] ને લગતું સઘળું કહયાબાદ આ ભાષણનો ખુદ બાબતના બાગીક સવાલો પર આવ્યા આગમજ મારે એટલું કહેવુંછેકે આગલ ઈશારો કીધા મુજબ 'અર્થ વિદ્યા' દ્રવ્યની ઉત્પતી, વેંહેચણી,[૫૨] અદલબદલી અને ખરચ[૫૩] એ બધાં વિશે શિખાડેછે, તોએ પણ એકજ ભાષણની અંદર એ સઘળી બીનાઓ સમાઈ ન શકે અને જો સમાવી હોયતો એ મોતેબર વિદ્યાની ખરી કિમ્મત ઈયા ખુબી પીછાણવાને બની ન આવે એ કારણોને લીધે એ સઘળી બીનાઓપર બોલવું હાલ તરત મોકુફ રાખી આજ દિને ફકત "દ્રવ્યની ઉત્પતી" એ એકજ બીના પર લંબાણથી વિગતવાર ખુલાસો કરવો ઠીક દીસેછે.

દ્રવ્યની ઉત્પતી એટલે શું ?

આપણે સરવે સારી પેઠે જાણ્યે છૈએ કે આદમ જાતનું બચ્ચું કાંઈ પણ ચીજ એટલેજે મુળતત્વ પેદા કરવાની તાકાત ધરાવતું નથી. સર્વનો સાહેબ તે સર્વ શકિતવાન જગ કિરતારજ સર્વ ચીજ અને સર્વે તત્વો પેદા કરેછે, અને ઈનસાન, એટલેજે ઈનસાનની મેહેનત, ફકત પેદા કીધેલી ચીજોમાં ઉપયોગી ગુણો મુકી શકેછે જેથી તે ચીજો કિમ્મત ધરાવેછે અને અદલબદલ થઈ શકેછે. માટે "દ્રવ્યની ઉત્પતી" એટલે એમકે 'જે ચીજોની રજો કુદરતથીજ હસતીમાં હોયછે તેઓમાં એવા ખાસ ગુણો મુકવા કે જેથી તેઓ ઉપયોગી, કિમ્મત ઈયા ખરીદ કરવાની શકિત ધરાવનારી, અને અદલબદલ થઈ શકે એવી બને.'

---

૫૧. Preliminary or Introductory Questions; ૫૨. Distribution (of Wealth); ૫૩. Exchange and Consumption (of Wealth).

## દ્રવ્યની ઉત્પતીના ત્રણ અવશ્યક વિષયો [૫૪]

દ્રવ્યના ત્રણ મુખ્ય ઝહરા.

ઈયાને બીજી રીતે કહીએતો દ્રવ્યના ત્રણ મુખ્ય ઝહરા ઈયા મુળ, જમીન, મેહેનત અને થાપણ [૫૫] છે.

દ્રવ્યના મુળ વિષે મો. કેને અને તેના સાગિર્દોનો વિચાર.

મો. કેને અને તેના સાગિર્દો અને મલતીઆઓ [૫૬] જેઓ "ફ્રેન્ચ ઈકાનામીસ્ટસ" ને નામે ઓળખાએછે તેઓના કહયા મુજબ "જમીન દ્રવ્યનું અસલ અને મુખ્ય મુળછે." તેઓ કહેછે કે 'એક પ્રજાનું' સઘળું દ્રવ્ય તેના જમીનના માલિકોનાજ હાથમાં પેહેલ વેહેલું જાએછે, અને પછી સીધી ઈયા આડકતરી રીતે તેમાંથી બીજા સઘળાઓનો ખરચ થાએછે.

દ્રવ્યના મુળ વિષે એડમસ્મિથ, મકલક, અને બીજાઓના વિચાર

"એડમસ્મિથ" અને "મકલક" [૫૭] પોતીકા ગ્રંથોમાં "મેહેનત" પર દ્રવ્યના મુળ તરીકે ખાસ ભાર મુકેછે. એ બે માંહેલો પેહેલો કહેછે "સર્વ ચીજોનું જે અસલ ખરીદદામ [૫૮] આપ્યામાં આવ્યું હતું તે મેહેનતછે," અને બીજો કહેછે "મેહેનતજ દ્રવ્યનું મુળછે, સર્વ પેદાસ ઈયા દ્રવ્ય મેહેનતનુંજ ફળછે, અને મેહેનત ધુળનું સોનું કરવાની શક્તિ ધરાવેછે." આ બે ગ્રંથકારોના મતને મલતા આવતા ઈંગ્રેજી કવિ દાયર [૫૯] ના કવિતા રૂપમાં આપેલા વિચારોનો સાર આ પ્રમાણેછે;—"ખુદરત પોતીકી ફરજ બજાવતાં જે કાંઈ આપેછે તે વસ્તુઓ બનાવવાનો જંગલી અસબાબ [૬૦] છે જે મેહેનતથીજ કરી દ્રવ્ય બનેછે."

---

૫૪. The three Requisites of Production; ૫૫. Capital. ૫૬. Followers; ૫૭. M'Culloch; ૫૮. The original purchase-money; ૫૯. Dyer; ૬૦. Rude Materials.

દ્રવ્યના ખાસ ગુણો.

દ્રવ્યના ખાસ ગુણો યાને જે ખાસ ગુણો ધરાવ્યાથી એક ચીજ "દ્રવ્ય" ગણાઈ શકે તે ત્રણછે;—એકતો, ઉપયોગ યા કામ લાગે તે ગુણ;[૬૧] બીજો, હદમાંજ મળી આવવાનો ગુણ;[૬૨] અને ત્રિજો, કિમ્મત ધરાવી અદલબદલ થઈ શકવાનો ગુણ.[૬૩]

માણસ જાતના એકંદર દ્રવ્ય અને દરએક માણસના દ્રવ્ય વચ્ચે અર્થ વિદ્યા મુજબ તફાવત.

પણ 'માણસ જાતના એકંદર દ્રવય'[૬૪] અને 'દરએક માણસના દ્રવય'[૬૫] વચ્ચે આ વિદ્યા પ્રમાણે ઘણો જાણવા યોગ્ય તફાવતછે, તે એકે, જે ચીજો જાતેજ યા ખુદ ઉપયોગી અને દીલપસંદ હોય તેજ માણસ જાતના એકંદર દ્રવ્યમાં ગણાએ, પણ, 'એક માણસના દ્રવ્ય' તરીકે તો હરકાંઈ ચીજ ગણાઈ શકાએ કે જે જાતે ઉપયોગી હોય યા ન હોય તો એ તેના ધણીને તેથી કરી જાતે ઉપયોગી ચીજોનો જે સંગ્રહ થએલો હોય તેના થોડાક ભાગનો બીજાઓ પાસથી દાવો કરવાનો હક મળે. એના સંબંધમાં એક માણસના દ્રવ્યનો ખ્યાલ આ નિચલી સમજણ પરથી આપણના મગજમા સેહલથી ઉતરેછે. અગર એક જાદુઈ ખેલ કરનાર સાથ મારી અને મારે ગમે તેટલા મારા દોસ્તોની હજુર ત્રણ રાત સુધી તેના જાદુઈ તમાસમાતો કરી દેખાડવાની, અને તે ત્રણ દાહાડા પુરા થયા પછી તેના મેહેનતના દામ તરીકે તેને ૩૦૦) રૂપીઆ આપવાની હું કબુલાત કરૂં, અને પછી તે કબુલાત પ્રમાણે ચાલું યા ન ચાલું તો એ માણસ જાતના એકંદર

---

૬૧. Utility; ૬૨. Limitation; ૬૩. Transferableness.
૬૪. The General Wealth of Mankind; ૬૫. Individual Wealth

દ્રવ્યમાં કાંઈ પણ વધઘટ થાએ નહિં, કારણકે જો હું કબુલાત પ્રમાણે ચાલું તો પેલા જાદુઈ ખેલ કરનારને કબુલેલો દામ મારે આપવો પડે જેથી ફક્ત એટલુંજ થાએ કે એક ધણીના હાથમાંથી તે ૩૦૦) રૂપીઆ બીજાનાં હાથમાં જાએ, એટલેજે, મારા હાથમાંથી તે જાદુઈ ખેલ કરનારના હાથમાં જાએ, અને તેથી તેના દ્રવ્યમાં વધારો થાએ પણ માણસ જાતના કુળ દ્રવ્યમાં કાંઈબી વધારો ઈયા ઘતાડો ન થાએ, કેમ કે પેલો જાદુઈ ખેલ કરનાર જે દામ મારી પાસથી લે તેના બદલામાં તે કાંઈ જાથુક, પાએદાર, હાથમાં જલવઈ શકાએ એવી ચીજ નહિં આળતો, પણ જે કાંઈ તે આળેછે તે ફક્ત એજકે મારા અને મારા દોસ્તોનાં દીલમાં તે ખુશી ઉપજાવેછે જે ખુશી જેટલો વાર લાગે તેટલાજવારની અને પછી તો કાંઈ નમળે. હવે જુઓકે કબુલ્યા પ્રમાણે હું ન ચાલું તો શું પરીણામ નિપજે; કાંઈજ નહિં.—માણસ જાતના એકંદર દ્રવ્યમાં ના થાએ વધ કે ના થાએ ઘત અને વળી ફેરબદલી પણ ન થાએ.

તનની મેહેનત અને મનની મેહેનત.

'મેહેનત' દ્રવ્યનું એક મુખ્ય મુળછે, અને તેટલા માટે તે વિષે લંબાણથી બોલવાની થોડી ઘણી અગત્ય જણાએછે. આપણે સારી પેઠે જાણ્યે છેએ કે મેહેનત અંગથી થાએછે ઈયા મનથી થાએછે. **તનની મેહેનત** [૬૬] ઈયા અંગની મેહેનત તે એકે જેમાં **શરીરના સ્નાયુ** [૬૭] ઈયા સાંધાઓનો ખાસ ઉપ્યોગ કરવામાં આવેછે, અને બરાબર બોલીએતો, તેને **સ્નાયુ સંબંધી મેહેનત** [૬૮] કેહેવી જોઇએ. **મનની મેહેનત** [૬૯] એકે જે મનશકિતઓનો ઉપ્યોગ કરી કાંઈ

૬૬. Physical Labour; ૬૭. Muscles of the body.
૬૮. Muscular Labour; ૬૯. Mental Labour.

પણ વિચાર કરવામાં કામે લાગેછે. પણ ઘણું કરી તન અને મનની મેહેનત ભેગી હોયછે.—અતરે હું બોલું છું તેમાં તન અને મનની મેહેનતનો મેળાવડોછે. હવે બોલવાને બદલે અગર હું વિચાર કરી કાંઈ પણ લખવા બેશું તો તેમાં પણ તન અને મનની મેહેનત ભેગીજ હોવી જોઇએ.

ફીલસુફો અને કવિઓ મનની મેહેનત બહુ પસંદ કરેછે અને તેને તન મેહેનત કરતાં વધારે ઊંચો દરજ્જો આપેછે જેની સાહાદતમાં 'શેકસપીઅર'ના "તેમીંગ આફ ધી શરૂ"[૭૦] નામના નાટકમાં તે નાટકના નાયક[૭૧] પેત્રુચીઓ[૭૨] ના મોહોડામાંથી નિકળતા "અરે કેએત[૭૩] મનથી કરી તનને જેબ મળેછે ઇયા મન તનને માતબર કરેછે"-[૭૪]એ ચુનંદા સખુનોની તમોને યાદી આપી મારે કેહેવું જોઇએ કે અર્થ વિદ્યા પર લખનારાઓતો મન મેહેનતની જે જાતથી તન મેહેનત સબલ થઈ પડે એવા ઇલાજો ઇયા સાંચાઓની શોધ નિપજે તેજ જાતને ફકત પસંદ કરેછે અને તેનેજ બહુ કિમ્મતી ગણેછે.

એ બેમાંથી કઈનો દરજ્જો વધારે ઊંચો.

દ્રવ્યની ઉત્પતીમાં મેહેનત **સીધી રીતે**[૭૫] કામે લાગેછે ઇયાને **આરકતરી રીતે**[૭૬] મદદ આપેછે. સીધી રીતે કામે લાગેલી ત્યારેજ કેહેવાએ કે જયારે જે ચીજ બનાવવી હોય તેજ ચીજ તેના પરીણામ તરીકે નિપજે, અને આરકતરી રીતે કામે લાગેલી ત્યારે કેહેવાએ કે જયારે જે ચીજ બનાવવી હોય તે ચીજના બનાવત સે-

દ્રવ્યની ઉત્પતીમાં મેહેનતની આરકતરી મદદ.

૭૦. "Taming of the Shrew" (Act IV Sc. III); ૭૧. Hero.
૭૨. Petruchio ; ૭૩. Kate.
૭૪. "Tis the mind that makes the body rich."
૭૫. Directly ; ૭૬. Indirectly.

હેલ કરવાને જે કાંઈ અગત્યનું હોય તેમાં ફાએદા કારક રીતે મદદ આપે. એની સમજણ આ નિચલા દાખલા પરથી જુઓ. મારી પાસે બેવાર સકલાતછે તેનો મારે એક દગલો સિવડાવવોછે: એક દરજીને બોલાવી તેની પાસે તે કપડું વેતરાવી તેનો દગલો કરવા હું તેને કહુંછું. દરજી ચાર કે પાંચ દાહાડા પછી દગલો તૈયાર કરી લાવેછે. હવે એ દગલાની બનાવતમાં ફક્ત દરજીનીજ મેહેનત **સીધી રીતે** કામે લાગેલી કહેવાએ, અને મેંઢાના ગોવાળીઆની, **ઉન કાટનાર, વણનાર, રંગનાર, સોએ દાગા બનાવનાર**—એ સઘળાઓની મેહેનત તેમાં **આરકતરી રીતે** કામે લાગેલી કહેવાએ. હવે દ્રવ્યની ઉતપતીમા મેહેનત ૬) આરકતરી રીતે કામે લાગેછે તે જુઓ;—પેહેલીતો;—દ્રવ્ય ઉપજાવનારા ઉદ્યોગમાં મેહેનત કરનારાઓના ખપને માટે ખોરાક અને બીજી અગત્યની ચીજો બનાવવા ઈયા પુરી પાડવામાં;—**બીજીતો**, જે જિન્નસો બનાવવી હોય તેની બનાવતમાં આવતા **અસબાબ**[૭૭] (જેમ કે કાપડ બનાવવાને માટે રૂઉ ઈયા ઉન) તૈયાર કરવામાં; **ત્રીજીતો**, જિન્નસોની બનાવતમાં કામે લાગતાં હથિયારો બનાવવામાં; **ચોથીતો**, ઉદ્યોગથી નિપજેલી પેદાસને કુદરતી કારણોથી ખરાબ થતી ઈયા માણસ કે જાનવરથી લુટાતી અટકાવવામાં, (જેવીકે કારખાનાઓને માટે મકાનો બાંધવાની, ઈયા શેહેરોના બચાવ માટે કિલ્લાઓ બાંધવાની, તથા લડાઈના સિપાઈઓ, પોલીસ, ન્યાયધીસ ઈયા કોટવાલની);—**પાંચમીતો**, એ પેદાસો જયાં બનેલી હોય ત્યાંથી જયાં ખપે ત્યાં લઈજવામાં અને જેઓને અગત્યની હોય તેઓને વેહેંચી આપવામાં, જેવી કે આગગાડી, રસતાઓ, વાહાણો, આગબોટો બાંધવાની,

---

૭૭. Raw Materials.

વેપારીઓની, દુકાનદારોની, ઈત્યાદિ; અને છેલ્લીતો, માણસોને પાલી પોશી ઉધારવામાં અને કેળવવામાં, જેવી કે માબાપો, રખેવાલો, ડાકટરો, શિક્ષકો, ધર્મગુરૂઓ, અને સરકારની.

મેહેનત અને કુદરતની યારી.

કેટલાએક લખનારાઓ કહેછે કે ચોકસ કામોમાં માણસની જાતી મેહેનત કરતાં ખુદરતથી વધારે યારી મળેછે, અને કેટલાંકમાં મેહેનતથી વધારે બનેછે. એ તદન ગલતછે, કારણકે કોઈ પણ માણસ એવી તાકાત નથી ધરાવતો કે તેનાં કામમાં ખુદરત શું કિયા કેટલો ભાગ લેછે તે બરાબર કહી શકે. ફ્રેન્ચ ઈકાનામીસ્ટસ એમ કહેતા કે "હુંનરથી ચીજો બનાવવામાં જે યારી ખુદરત આપેછે તે કરતાં વધારે મદદ તે ખેતીવાડીમાં આપેછે." એડમસ્મિથ કહેછે કે "હુનરથી ચીજો બનાવવામાં ખુદરત કાંઈ નથી કરતી, સઘળું માણસજ કરેછે." પણ એમ કહેવું વાજબી નહિં ગણાએ, કારણ કે, જો એક ચીજ બનાવવામાં ખુદરત અને માણસની મેહેનત એ બંધે વગર ચાલેજ નહિં, તો પછી તે ચીજ એ બંધેનું એક સરખું પરીણામ ગણાએ. તમો તમારા હાથમાં એક કાતર લેવો અને તે વતે કાંઇ કપડું કાપો; પછી તમો પોતીકેનેજ સવાલ કરો કે તે કપડું કાપવામાં તે કાતરના બે પાનામાંથી કયા પાનાએ વધારે કામ કીધું અને જુઓ કે ખરી રીતે જોતાં શું જવાબ આપાઈ શકાએ ? એજ કે બંધે પાનાનો ઉપયોગ એક સરખો ગણવો જોઇએ. હવે કાતરનો દાખલો પડતો મેલી એક ચીપીઆનો દાખલો લઇએ. તમારી બાજુએ પેલી દેવાલછે તેમાં એમ સમજો કે એક ખીલો ડોકેલોછે જે તમારે કાહાડી નાખવોછે. એક ચીપીઓ લઈ તેના બે પકડ વચ્ચે

પેલો ખીલો પકડી તે વતે તે ખીલો તમો એંચી કાહાડો, અને પછી તમો પોતી કેનેજ સવાલ કરો કે એ બે પકડમાંથી દેવાલમાંથી ખીલો એંચી કાહાડવામાં કયા પકડે વધારે કામ કીધું અને જુઓ કે વાજબીની રાહે શું જવાબ મળી શકે? એજ કે તે બંધે પકડનો ઉપયોગ એક સરખો ગણાવો જોઇએ. આ જવાબો ધ્યાનમાં રાખી ચોકસ કામોમાં ખુદરત અને મેહેનતની યારી વિષે તમો જો વિચાર કરશો તો મેંજે આગલ કહ્યું તેને તમો સ્વિકારયા વિના રહેશો નહિં.

મેહેનતના ઉપયોગ

મેહેનતથી ઉપજતા ઉપયોગ ત્રણ જાતનાછે, તે એકે, ચીજોમાં ઉપયોગી ગુણો મુકવા, માણસોમાં ઉપયોગી ગુણો મુકવા, અને કામ કરવા ઈયા સેવા બજાવવામાં આવતો ઉપયોગ [૭૮]

મેહેનત બે રીતે વધી શકેછે.

હવે મેહેનત કેઈબે રીતે વધી શકે તે જોઇએ. મેહેનત એકતો વિસતારમાં અને બીજીતો ખુબી ઈયા ગુણ [૭૯] માં વધી શકેછે. ઉપયોગથી નિપજતી પેદાસના ઉપયોગ કરનારાઓની જેમ સંખ્યા વધે તેમ જો મેહેનત કરનારાઓની પણ સંખ્યા વધે તો મેહેનત વિસતારમાં વધેલી કહેવાએ, પણ જો મેહેનત કરનારાઓની સંખ્યા તેટલીજ રહે અને યંત્રો તથા સાંચાંઓની ખુબીથી દરએકની હુશિયારી વધી વખતની કર કસર થયાથી તે વધુ ખપ પુરો પડી શકેતો મેહેનત ખુબી ઈયા ગુણમાં વધેલી ગણાએ.

પણ 'અર્થવિદ્યા' પ્રમાણે મેહેનત 'દ્રવ્ય ઉપજાવનારી' ઈયા 'દ્રવ્ય ન ઉપજાવનારી' કેહેવાએછે.

---

૭૮. Utility consisting in a mere service rendered.
૭૯ Energy.

**દ્રવ્ય ઉપજાવનારી મેહેનત** [૯૦] તે એવી મેહેનત કે જે કાંઈ પણ ખરીદ કરવાની શકિત ધરાવનારી, ઉપયોગી, અને અદલબદલ થઈ શકે એવી ચીજો ઉત્પન્ન કરે અને જે ચીજો જાયુક ઉપયોગ ધરાવ્યાના સબબે તેઓના બનાવનારાઓની હાજરી ઈયા ગેર હાજરીમાં પણ પોતીકું દામ ઉપજાવી શકે; જેવી કે, **મોચીની, દરજીની, કાંતનાર, લોહાર, રૂઉ ઉગાડનાર, કાપડ બનાવનાર, ઈતયાદિની. દ્રવ્ય ન ઉતપન્ન કરનારી મેહેનત** [૯૧] એ, કે જેથી માણસ જાતના સામતા દ્રવ્યમાં કાંઈ પણ ઉમેરો નથઈ શકે ઈયાને જાયુક ઉપયોગના કિમ્મત ધરાવનારા સંગ્રહમાં કાંઈપણ વધારો ન થાએ. તે એવી મેહેનત કે જેથી જે કાંઈબી બને તે કાંઈ જાતેજ ઉપયોગી અને ખુદ કિમ્મત ઉપજાવી શકે એવું નહિં, જેવી કે, **નાટક કારો, મશખેરાઓ, લહુઆઓ, ગવૈયાઓ, વાજું વજાડનારાઓ, જાદુઈ તલેસમાત ઈયા બીજા ખેલો કરનારાઓ,** ઈયાદિની. આ જાતની મેહેનતથી જોકે કુળ માણસ જાત હોય તે કરતાં વધારે તવંગર ન થઈ શકે તોઓ એક માણસ ઈયા એક ટોળી, એક મંડળી ઈયા એક પ્રજા, બીજા પુરૂષો ઈયા બીજી ટોલીઓ, અને બીજી મંડળીઓ ઈયા બીજી પ્રજાઓના ખરચે વધારે માતબર થઈ શકેછે. એનો ઉદાહરણ આપતાં **મુંબઈની ૧૮૬૪) ના સાળની તવારીખ થોડી ઘણી મને યાદ આવેછે** જે વિષે બે બોલ બોલવા વ્યર્થનહિં ગણાશે. તવારીખના સફાપર નોંધી રાખવાજોગ **અમેરીકામાં થએલી છેલ્લી માહભારત લડાઈથી ઈંગ્લાંડમાં** ત્યાંનો જતો રૂઉ બંધ પડ્યો,

> દ્રવ્ય ઉપજાવનારી અને દ્રવ્ય ન ઉપજાવનારી મેહેનત.

---

૯૦. Productive Labour ; ૯૧. Unproductive Labour.

અને આતરેનો એટલે જે હિંદુસ્થાનનો રૂ બહુ જાસ્થાબંધ જવા લાગયો, તે એટલાં સુધી કે રૂનો ધંધો હિંદુસ્થાનના, અને મુખ્ય કરી, મુંબઈના એકલા હાથે રહયો, અને આતરે બહુ નગડી ગસડાઈ આવી, જે કામે બગાડવાના ઉપાયો શોધતાં લોકોને શેર સટ્ટાનું દિવાનું[૮૨] લાગયું, અને ૧૮૬૪)ના સાળમાં, જે વખતે હિંદુસ્થાનના વેપાર સંબંધમાં સરદારી ભોગવનાર પશ્ચિમ હિંદુસ્થાનની રાજયધાની—મુંબઈ,—ગોયા "ખુશી રામસનીનું મકાન અને દ્રવ્યનું તેજી બજાર"[૮૩] હતું, તે વખતે, શેર સટ્ટાની પર પોતા કમપનીઓ સંખ્યા બંધ ઉભી થઈ જે થોડા વખતમાંજ પરપોતા મિસાલ ફુતી ગઈ,—તે વખતેજ સટ્ટા બાજો અને ઉથલ પાઠળ કરનારાઓ[૮૪] ના મગજ જેને ફ્રેન્ચ ભાષામાં "મેઝોન એસપાઈ ન્યોલ"[૮૫] ઈયા શાતો આંનેસપાઈન"[૮૬] અને ઈંગ્રેજીમાં "કાસતલ્સ ઈન ધી એર"[૮૭] કરી કહેછે તેવા હવાઈ મેહુલો બાંધવા પરજ લાગેલાં હતાં, સટ્ટા[૮૮] પાછળજ મુંબઈના લોકો ગાંડાં ઘેલાં બની ગયાં હતાં, દરરોજ ધુમ ધામથી મેજબાનીઓ ચાલતી હતી અને નાચ રંગ થતા હતા, પારકા દેશોની નાટક ટોળીઓ આતરે ઉભાઈ જતી અને નાટક શાળા દરરોજ ખિચો ખિચ ભરાઈ જતી હતી જે સર્વેનું સેવતનું પરિણામ કેવું દુખદાયક નિપજયું છે તે આપણને સારી પેઠે મહશુરછે, અને તેની યાદ આપણના જીગરમાં ગોયા ભાળા મિસાલ ખુંચેછે. આવી સઘળી નાટક કરનારી ઈયા આયણ કરી રમુજ આપનારી

---

૮૨. Share-Mania;
૮૩. "Of joy the sojourn and of wealth the Mart."
Childe Harold, Canto IV.
૮૪. Speculators; ૮૫. Maison Espagnole;
૮૬. Chateaux en Espagne; ૮૭. Castles in the air.
૮૮. Speculation (in shares).

ટાળીઓને એક કોરે મુકી, દ્રવ્ય ન ઉપજાવનારી મેહેનત થી કરી જે નફો મુંબઈના લોકોના ગજવાંમાંથી "ઈટાલીઅન આપેરા વાલાઓ" [૮૯] એ મેળવયો હતો, તે વિષે થોડુંક બોલવુંછે;—તે એકે ઉપર કહેલાં ૧૮૬૪) ના સાળમાં તે વખતના મુખ્ય કરી એકાએક શ્રીમંત થએલા લોકોના ખરચે એ ઈટાલીઅન આપેરા વાલાઓએ હજારો રૂપીઆનો નફો કીધો હતો જે સઘળો દ્રવ્ય ન ઉપજાવનારી મેહેનતથી થએલો હતો, અને જેથી જોકે માણસ જાતના સામતા દ્રવ્યપર માઠી અસર થઈ હતી તોએ મુંબઈના ખરચે 'ઈટાલી' ને ફાએદો થયો હતો. એ નફો 'દ્રવ્યન ઉપજાવનારી મેહેનત' પણ કેવી ફાએદાકારક રીતે કામે લાગી શકેછે તેનો એક અછછો દાખલોછે.

બેહદ અને હદમાં મળતી ખુદરતી ચીજો.

આ બીના વિષે બોલ્યા પછી, માણસની હાલની જોગવાઈ તરફ નેગાહ કરતાં કેટલીક ખુદરતી ચીજો બેહદ [૯૦] મળી આવેછે અને કેટલીક હદમાંજ [૯૧] મળી આવેછે તે પર તમારૂં ધ્યાન હું લગાડવા માગુંછું. બેહદ મળતી ખુદરતી ચીજોના દાખલા તરીકે હવા, જીંદગીના સાધારણ ઉપયોગ માટે પૃથ્વિના ઘણા ખરા ભાગોમાં મળતું પાણી, નવાં વસાએળાં સ્વસથાનોમાં (ખેતીની) જમીન, અને દરીઆઓમાં માછલાં પકડવાની જગાઓ, વતરેગેછે. હદમાં મળી આવતી ખુદરતી ચીજોના ઉદારણ તરીકે ચોકસ જગાઓમાં ચોકસ કામોને માટે મળતું પાણી, નદીઓમાં માછલાં પકડવાની જગાઓ, ફળવંત જમીન, અને દરીએ

૮૯. The Italian Opera-Singers.
૯૦. In a practically unlimited quantity.
૯૧. In a practically limited quantity.

**કાંઠે આવેલી જમીન [૯૨] ઈયા મોટી નદી કાંઠે આવેલી જમીન.**

હવે દરીઆ કાંઠે ઈયા મોટી નદી કાંઠે આવેલી જમીન ઘણીજ થોડી હદમાં મળી આવેછે, અને ખુદરતી ચીજોમાં આ વિદ્યાના સંબંધમાં બહુ અગત્ય ધરાવેછે, કારણકે તેને ઘણાક ફાએદાઓ ભોગવવાનું બની આવેછે જે ટુકમાં બોલીએતો નિચે મુજબછે;—૧.—તેની પેદાસનો જયાંથી ઘણો ખપ હોય ત્યાં લઈ જવામાં **વખત, મેહેનત,** અને **ખરચના** સંબંધમાં થતો **બચાવ**; ૨.—તે જમીનમાંથી **ઉપયોગી પેદાસ વધતામાં વધતી** જેટલી નિપજી શકે તેટલી બચી આ ઉપલા સબબોને લીધે **ઉપજાવી કાહાડવી તે**; અને ૩—આ છેલ્લી બીનાથી તેના **દ્રવ્યમાં હાંસલ થતો વધારો.**

દરીઆ કાંઠે ઈયા નદી કાંઠે આવેલી જમીન ઈયા શેહેરોને થતા ફાએદા

પ્રાચીન કાળની ઈયા પ્રાચીન અને અર્વાચીન કાળના દરમીઆનની તવારીખના સફા ફેરવતાં દરીઆ કાંઠે આવેલાં શેહેરોએ તેઓના દરીઆઈ સ્થળનો લાભ લેયાથી મેલવેલી મોટાઈ અને આબાદાનીનું અસર કારક ચિત્ર વારંવાર આપણની નજરે પડેછે. એવાં શેહેરો **'આથન્સ,'**[૯૩] **'ટાયર',** [૯૪] **'વેનીસ',**[૯૫] **'મારસેલ્સ'**[૯૬] ઈત્યાદિ હતાં. તમો કેટલાકને યાદ હશે કે નામાંકિત **મીલટન** [૯૭]પોતીકી "પેરેડાઈઝરીગેન્ડ [૯૮] ની નાદર કવિતામાં આથન્સનું સુંદર બ્યાન આપતાં તેને ગોયા "ગ્રીસ[૯૯] ની આંખ, વિદ્યા હુંનરની માતા, ફીલસુફી, કવિતા,

૯૨. Land enjoying a maritime situation. ૯૩. Athens.
૯૪. Tyre; ૯૫. Venice; ૯૬. Marseilles.
૯૭. Milton; ૯૮. Paradise Regained (Book IV).
૯૯. Greece.

અને દાનેશ મંદીનું અસલ મંદીર, પેલું ઈજીઅન [100] કાંઠે આવેલું ખુશનુમા હવા વાલું ઉમદા શેહેર" એમ કરી કહેછે. નામીચો ફ્રેન્ચ ગ્રંથકાર ફેનેલોં [101] 'ટાયર'ની ઓળખ આ પ્રમાણે આપેછે;—"તે દરીઆની સપાટીપર તરતું, દરીઆમાં ગોયા રાજય કરતું, આગલા વખતમાં પૃથ્વિના સર્વ લોકોના વેપારનું મુખ્ય મથક, નાવિક હુંનર શોધી કાહાડનાર નામીચું શેહેર ટાયર, જે દુન્યાના સર્વ લોકો પાસથી અગાઉ પોતીકી ખંડણી [102] યા એરાજ [102] દરીઆઈ સ્થળને લીધે મેળવતું હતું." જાણીતો કવિ બાઈરન [103] વેનીસ શેહેરને "દરીઆમાંથીજ ગોયા નિકળી આવેલું, પાણીના મોજાઓપર સરદારી ભોગવતું, રાજાઓ અને રાજવંશીઓની ખુશાળી અને ખાણા પીણાનું રહેઠાણ, અને જુદી જુદી પ્રજાઓ પાસથી (અગાઉ) એરાજલેતું "દોલતનું માતબર બજાર" કરી કહેછે. પણ એ સઘળી જાહો જલાલી અને આબાદાનીનું મુખ્ય અને ખરૂં કારણ શું? નાકે તેઓની જમીનનો વિસતાર, નાકે તેઓની જમીનના ફૂળવંત ગુણો, કારણકે એ બેનીતો એ શેહેરોમાં હસતીજ ન હતી. ત્યારે શું? ફક્ત તે શેહેરોનું સગવડ ભરેલું દરીઆઈ સ્થળ, અને તે સ્થળનો ઉમંગ અને મેહેનતથી મેળવેલો લાભ, એમહું કહુંછું, અને તવારીખના સફાઓજે શાહાદત આપેછે તે પરથી તેને ટેકો મળેછે. યુરોપના આ શેહેરોના દરીઆઈ સ્થળની સ્તુતી ગાયાબાદ અતરેના એટલે જે હિંદુસ્થાનજે દેશમાં આપણે વસીએ છેએ તે અદેશના એકાદ બે શેહેરની આ બાબમાં નોધ લેવાની ખુદ

---

100. Ægean; 101. M. Fénélon.
102. Tribute; 103. Byron.

ગત્ય જાણીએછે, અને તેમ કરતાં પેહેલ વેહેલે ભરૂચ શેહેર વિષે બે બોલ હું બોલવા માગુંછું. ખુશનુમા હવા વાળું, ફળવંત જમીનથી આરાસ્તાહ થએલું, નર્બદા નદી કાંઠે આવેલું પેલું રળીઆમનું શેહેર 'ભરૂચ' થોડુંક અગાઉ એક મોટું, જાહોજલાલી ભોગવતું, આબાદાનીથી ભરપુર, બોહોલા વેપારનું મથક હતું એ વાતથી તમો અણજાણ્યા નહિં હશો. હવે એ સઘળી આબાદાની અને મોટાઈના કારણો શું? તે કારણો બેછે, એકતો, તેનું સગવડ ભરેલું નદી કાંઠે આવેલું સ્થળ, અને બીજું તો તેની ફળ દ્રુપ જમીન. આ બીજું કારણ ઉપલાં યુરોપના શેહેરોની જાહોજલાલીનું કાંઈ તત્વ નહિં હતું અને એ પરથી તમો જોશો કે તે શેહેરો કરતાં અતરેના એક શેહેરને એક જીઆદો ખુદરતી ફાએદો ભોગવવાનું બની આવેછે જેથી એવાં એક શેહેર વિષે બોલવું થોડીક અગત્ય ધરાવેછે. આગગાડી, જે કવિ નર્મદા શંકરના પેલા આબેહુબ ચિતાર આપતા પણ લગાર રમુજી શબ્દોમાં બોલીએતો "પેલું ઘેલું, જંગલી ગજનૂં, જુપડૂ મ્હોટૂ, ખૂબ હાંફતૂ, ફૂં ફૂં, ફૂં ફૂં, ફૂં ફૂં કરતૂં, વરાળ રૂપે દમ કાઢતૂં, ચીંઈ શબ્દે ચીસ પાડતૂં, ઈત્યાદિ, છે, જેથી હજારો કોશની મનજળો અને હજારો કોશથી માળ લાવ લઈ જાવ કરવાનું બહુ સવલ થઈ પડેછે તે અતરે દાખલ થયા આગમજ, ભરૂચ શેહેર, જેનો રૂઉનો, ઘંઉનો, અને બીજા અનાજનો પાક ઘણો સારો કહેવાએછે, તે પોતીકી પેદાસ જેમ હવડે 'આગગાડી'ની મારફતે અતરે અને બાહાર મોકળેછે તેમ આગલ દરીઆ માર્ગે મોકળતું હતું એ વાતથી આપણે વાકેફ છૈએ, અને તેમ મોકળવાને એ શેહેરને

પોતીકા સગવડ ભરેલા સ્થળને લીધે કેવું સવલ પડતું હતું તે પણ જેઓએ એ શેહેરનો થોડો ઘણો અહેવાલ વાંચેલો હશે તેઓને મહશુર હોવું જોઇએ. એ શેહેર એકવાર જાહો-જલાલી અને વેપારનું મોટું મથક ગણાતું હતું તેના બાબમાં સરવેને સારી પેઠે જાણીતી આપણના ગુજરાતી ભાઇઓની "ભાગી પણ ભરૂચ" એ અસલી કેહેવતની તમોને યાદ આપવાને મને એક સબબ મળેછે. તે એકે આ કેહેવત જાતેજ તેની એક વારની મોટાઇની સાબેતી તરીકે ચાલી શકે. 'ભરૂચ'નો અહેવાલ હવે ખતમ કરી 'સુરત' શેહેર વિષે થોડોક એસારો કરવો અગત્યનોછે. 'તાપી' નદીને કાંઠે આવેલું એ સુંદર શેહેર પણ એકવાર ભારે દબદબા અને જાહો જલાલીનું મકાન હતું. હવે એ જાહો જલાલીનાં કારણો શું? એવો જો તમો મને સવાલ પુછો તો તેનો હું ટુકમાં એમજ જવાબ આપીશ કે એના કારણો ઘણાં હતાં પણ તે માંહે તેનું ફાએદામંદ સ્થલ એક અગત્યનું તત્વ હતું. એ થયા બાદ ખુદ 'મુંબઈ' શેહેર જેના આપણે રેહેવાસી છૈએ તે શેહેર હિંદુસ્થાનની અર્વાચીન કાળની તવારીખ તરફ નેગાહ કરતા, એ બાબમાં આપણનું ધ્યાન બહુ ખેંચેછે. માટે એ બાબનું સેવત આણતાં એ શેહેર વિષે કાંઈ પણ બોલ્યા વિના મને ચાલતું નથી. જોકે મુંબઈ ફકત પશ્ચિમ હિંદુસ્થાનનીજ રાજ્યધાનીછે, જોકે હિંદુસ્થાનની આખી બ્રીટીશ શાહાનસાહાતના સુબાનું મથક કલકતામાંછે, અને કલકતાજ એ શાહાન સાહાતની રાજ્યધાની કહેવાએછે, તો એ પણ વેપારના સંબંધમાં મુંબઈ એ શાહાનસાહાતપર સરદારી ભોગવેછે, અને વેપારના સંબંધમાં મુંબઈ હિંદુસ્થાનની રાજ્યધાની ગણાએછે. અને શાને લીધે? આ પ્રશ્નનો ઉતર વાળતાં એટલુંજ કહેવુંછે કે મુંબઇની

એ સઘળી મોટાઈ તેનાં સારાં ખુદરતી બારાંને લીધે, ઇયાને, બીજા બોલોમાં બોલીએતો તેનાં પ્રાએદામંદ સગવડ ભરેલાં ખુદરતી સ્થળ'ને લીધેછે તે એટલાં સુધી કે એ સ્થળના બાબ વિષે બોલતાં આપણને જાણીતો **મી૦ રાબર્ટ નાઈટ** [૧૦૪] **મુંબઈને આખી દુન્યાનું મધ્યબિંદુ** કહેછે. એ સ્થળને લીધે મુંબઈ કેટલી અગત્ય ધરાવેછે તેની વધારેતો રહી પણ ફકત એક બીનાપરથી ઘણી અછી સાબેતી આપણને મળેછે તે એકે **વીલાયતની મેલ સ્ટીમરો** [૧૦૫] સઘળી અતરેજ, એટલે જે, **મુંબઈ બંદરમાંજ** આવેછે અને જે સઘળા યુરોપના સમાચારો ઇયા કાગજીઆંઓ તેમાં આવેછે તે બધાં, પછી તો **કલકતાને** માટે હોય ઇયા **મદરાસ** [૧૦૬] ને માટે હોય, તોએપણ અતરે આવી અતરેથી તે મકાનો પર મોકાળ્યામા આવેછે. એ બીના કાંઈ થોડી અગત્ય ધરાવતી નથી. એ બીના મુંબઈને જેબ પોહોંચાડવામાં કાંઈ નજીવી નથી. એ બીના મુંબઈની વેપાર સંબંધી સરદારી સ્થાપવામાં કાંઈ હલકી કીસમની સાબેતી ન કહેવાએ.

હિંદુસ્થાનના શેહેરો વિષે બોલી હવે પ્રાંચીનકાળમાં વખાણાએલા પારસીઓના પુરાતન વતન **ઈરાન દેશ** [૧૦૭]ના એક બે શેહેરો વિષે સગવડ ભરેલાં ખુદરતી સ્થળથી હાંસેલ થતા લાભ અને મલતી મોટાઈના સંબંધમાં ફકત એસારો કરવો બસ થશે, અને તેમ કરતાં મારે એટલુંજ કહેવુંછે કે એ સંબંધમાં **'બુશાયર'** [૧૦૮] અને **'બંદર આબાસ'** [૧૦૯] હાલ અગત્ય ધરાવેછે. એ બે માંહેલું છેલ્લું નામ **'બંદર આબાસ'** ઈરાનમાં થોડુંક થયું ગુજરેલા

---

૧૦૪. Mr. Robert Knight.
૧૦૫. The English *mail Steamars.* ૧૦૬. Madras.
૧૦૭. Persia. ૧૦૮. Bushire. ૧૦૯ Bunder Abbas.

દુકાળથી કંગાળ હાલતમાં આવી પડેલા ઈરાની જરથોસતી-
ઓના થોડાક ભાગને **ભુખમરાની** જાલમાંથી છોડવવાના
હેતુથી જ્યારે અતરે આણ્યામાં આવ્યો ત્યારથી ઘણાકોને
સારી પેઠ જાણીતુ' થએલુંછે.

દ્રવ્યનો વધારો કયારે થાએ!

અર્થવિદ્યાના સંબંધમા દર્શાઆઈ સ્થળથી હાંસેલ થતા
ફાએદાઓ વિષે બોલી, તે સ્થળનો લાભ
ભોગવતાં કેટલાંક યુરોપના તેમજ હિં-
દુસ્થાનના શેહેરોનું ટુક વર્ણન કરી અને
ઈરાનના એક બે શેહેરોનો ઈસારો કરી
દ્રવ્યની ઉત્પતીને લગતા બીજા અગત્યના સવાલોપર હું આ-
વુંછું, અને તેમ કરતાં જે સવાલ હું પેહેલ વેહેલાં પુછવા
માગુંછું તે એછે કે **દ્રવ્યની ઉત્પતીનો વધારો કયારે
થઈ શકે ઈયાને શાથી થઈ શકે'?** આ સવાલ જેમ
મોટી અગત્ય ધરાવેછે તેમ તેનો જવાબ ઘણો સેહેલછે.
આગલ કહયા મુઆફીક **જમીન, મેહેનત,** અને **થાપણ**
એ દ્રવ્યના ત્રણ મુખ્ય મુળછે. એ પરથી દેખાતું છેકે એ
ત્રણેમાંથી **ખેતીની જમીન,** ઈયા **મેહેનત,** ઈયા **થાપણ**
હરએકની બરાબર રીતે વધ્યાથી દ્રવ્ય વધી શકે, અને
દ્રવ્યના એક બે મુળ નહિં, પણ એ સઘળાં ત્રણે મુળ એક દમ
સાથે વધ્યાથી કરીને દ્રવ્યની વધ સઉથી ઘણી થાએ.

દ્રવ્ય વધારવામાં ઈંગ્લાંડ, અમેરીકા, અને હિંદુસ્થાનને નડતી જુદી જુદી અડચણો, અને તે મટાડવાના ઉપાયો.

પણ દ્રવ્યની ઉત્પતી વધારવામાં બહુ અડચણો પડેછે,
એ અડચણો બધાં દેશોમાં એકસરખી
ઈયા એકજ જાતની હોતી નથી. જુદાં
જુદાં દેશોને જુદી જુદી અડચણો ન-
ડેછે, કારણકે ખુદરતની મેહેરથી જે કાંઈ
એક દેશમાં બની ઈયા મળી શકેછે તે
સઘળું બીજા બધાં દેશોમાં બનવું ઈયા
મળવુંજ જોઈએ એમ નથી. ખુદરતના
ખાવંદની રેહેમથી જો એક દેશમાં જ-
મીન બહુ ફળવંત હોયછે તો બીજા દેશ-

માં મેહેનત કરનારાઓની સંખ્યા મોટી હોયછે; એક દેશમાં કિમ્મતી ધાતુઓ જથ્થા બંધ મળી આવેછે, તો બીજા દેશમાં માણસની જાતી હુશિયારી ધન તરીકે કામે લાગેછે, અને એ પ્રમાણે જો એક દેશમાં એક જાતનો ફાએદો મળેછે તો બીજા દેશમાં જુદીજ જાતનું સુખ હાંસલ થાએછે. એજ મિસાલે દ્રવ્ય ઉત્પંતીનો વધારો કરવામાં જો એક દેશને એક અડચણ નડેછે તો બીજાં દેશને બીજી અડચણ નડેછે, જેમકે, આપણના રાજ્યકર્તાઓની ભુમી—ઈંગ્લાંડમાં સસતા ખોરાકની તંગી, જે તે દેશની ખેતી જમીનનો વિસતાર વધારયાથી, ક્યા ખેતીના હુનરમાં શુધારો કર્યાથી, ઈયા બાહાર દેશોનો ખોરાક આણયાથી પુરી પડી શકે; અમેરીકા[110] માં મેહેનતની, એટલજે, મેહેનત કરનારાઓની ખુટ, જે બીજા દેશોમાં નકામાં બેરોજગાર પડી રહેલા હોય તેઓને આણી અમેરીકામાં કામે લગાડયાથી ઘણે દરજજે પુરી પડે;—હિંદુસ્થાનમાં થાપણની ખુટ અને તેથી નિપજતી વેપારના સંબંધમાં સગવડ ભરેલા અને સેહેલ માર્ગો અને પેદાસ લાવ લઈ જાવ કરવાની સગવડ ભરેલી મારફતો ઈયા હથિયારોની તંગી જે બીજા દેશોની થાપણ અતરે કામે લગાડયાથી મટી શકે.

ઈંગ્લાંડના રાજ્યથી હિંદુસ્થાનને જે ત્રણ મોટા ફાએદા હાંસલ થાએછે. તે એકે તેના કાનસાફની રુએ હિંદુસ્થાનમાં વખત જાતે દરએક માણસનો પોતીકા માલમિલકત પરનો હક વધારે અને વધારે મજબુતીથી જલવાએછે, હુંનરોમાં થએલી શોધો અને સુ-

ઈંગ્લાંડથી હિંદુસ્થાનને થતો મોટા ફાએદા.

110 America.

ધારાઓ અતરે દાખલ થાએછે, અને પેલો નામીચો નર ફૉસેટ [૧૧૧] જેનું નામ દેતાં મને અત્યંત હરખ ઉપજે-છે અને જેનું નામ સાંભળતાં તમોને પણ હરખ ઉપજ્યા વિના રહેશે નહિં,—તે હિંદુસ્થાનના ખરા મિત્ર 'જોન બ્રાઈત' [૧૧૨] સાથ આપણનું ભલું કરવાંની તારીફ લાયક હરીફાઈકરતો આપણનો ખેરખાહ દોસ્ત—તે તન આંખે અંધો પણ મન આંખે સર્વ ચીજ બારીકીથી અજા-એબ રીતે દેખતો ઈંગ્લાંડની પારલામેંત [૧૧૩] નો સ-ભાસદ—તે ઈંગ્લાંડના ગહુવેર અને અર્થવિદ્યા પર એક નાદર પુસ્તક રચનારના બોલમાં બોલીએ તો "હિંદુસ્થાનની રેલવે પર ઈંગ્લાંડની થાપણમાંથી દર વર્ષે નજદીક ૭) કરોડ રૂપીઆ ખરચાએછે." વેપારના સંબંધમાં રેલવે ઈયા બીજી સારી સગવડ ભરેલી મારફતો ઈયા સુતરા ઉપાયોમાં નાણું ખરચાએલું.બહુ અ-ગત્યનુ ગણાએછે. માટે અર્થવિદ્યાના સંબંધમાં હિંદુસ્થા-નને ઈંગ્લાંડથી થતા ફાએદાઓની જે ટીપ આપીછે તે ધ્યાન રાખવા જોગછે.

દ્રવ્યની ઉત્પંતીના સંબંધમાં ઈંગ્લાંડ અને અમેરીકાને એક બીજાથી થતા ફાયદા

આગલ મેં કહ્યુંછેકે દ્રવ્યની ઉત્પતીના વધારામાં ઈંગ્લાંડને સસ્તા ખોરાકની તંગીથી અને અમેરીકાને મેહેનત કરનારાઓ-ની ખુટથી બહુ અડચણ પડેછે, માટે દ્રવ્ય ઉત્પતીના સંબંધમાં અમેરીકા અને ઈંગ્લાંડને એક બીજાથી થતા ફાએદાઓ વિષે બોલતાં મારે એટલુંજ કહેવું છે કે જે પ્રમાણે જરથા બંધ ખોરાક ઈંગ્લાંડને

---

૧૧૧ (Prof.) *Fawcett*; ૧૧૨ John *Bright*.
૧૧૩ *Parliament*.

પુરો પાડયાથી અમેરીકા તેને ફાએદો કરેછે, તે પ્રમાણે ઇંગલાંડના કેટલાક બેરોજગાર લોકો (જેઓ એક બારગી ઇંગલાંડમાંજ રહયાથી તે દેશને કદાચ એક ભારે બોજો થઇ પડે તોએ) પરદેશાવાસ કરી[૧૧૪] અમેરીકા જઇ રહી ત્યાં મેહેનત મજુરી કર્યાથી અમેરીકાના એક મોટી તંગી પુરી પાડેછે અને એ રીતે અમેરીકાને ઇંગલાંડથી ફાએદો થએલો ગણાએ.

દ્રવ્યની માતબર ઉત્પતીના કારણો.

હવે એક દેશ કરતાં બીજા દેશમાં દ્રવ્યની ઉત્પતી વધારે માતબર હોયાના ૬) જુદાં જુદાં કારણો અપાઇ શકાએ, તે એકે, એકતો :—ખુદરતી ફાએદાઓ[૧૧૫] (જેવાકે ફ઼ૂલવંત જમીન, પેદાસની વધને માફ઼ૂક આવતી હુવા, ખનીજ પદાર્થો[૧૧૬] ની પુષકળતા,- પાહાડી દેશોમાં પાણીના જોસનો ખુદરતીજ વધારો, સારી નદીઓ, સારૂં દરીઆઇ મકાન અને તે સાથે સારાં ખુદરતી બારાંઓ);—બીજું તો, દર રોજનું કામ બરાબર વખત સર વચારે અને વધારે ધયાંન આપી કરવું તે :—ત્રિજુ, ઉદ્યોગી લોકોમાં ઇયા તેઓને રાહ દેખાડનારાઓમાં હોતું વધારે ઊંચી કીસમનું જ્ઞાન અને કળા જેથી નવાં નવાં ફાએદામંદ યંત્રો અને હથિયારો જન્મ પામી બારઅ, મેહેનત અને વખતની કર કસર થાએ :—ચોથું, વધારે જાતી હુશીયારી અને પ્રમાણીક પણું,—પાંચમું રાજ્ય કરતાથી રૈયતને મળતા બચાવ અને રાજ્ય કરતાના જુલમાત સામે ફાવવાની રૈયતની શક્તિનું પ્રમાણ;—છઠ્ઠું દીલસોજીથી એક-

---

૧૧૪. *Emigrating ;* ૧૧૫. *Natural advantages.*
૧૧૬ *Minerals.*

સંપ થઈ જોઈએ તેવી મેહેનત કરવી તે, અને મુખ્ય કરી **મેહેનતનો યોગય વિભાગ.** [૧૧૭]

મેહેનતનો વિભાગ તે શું? તેના ફાએદા, ઈત્યાદિ.

પણ '**મેહેનતનો વિભાગ**' એટલે શું?—'**મેહેનતનો વિભાગ**' એટલે જે એક ચીજ બનાવવામાં જુદાં જુદાં કામો જુદાં જુદાં માણસોને વેંહેંચી આપવાં તે, ઈયાને, એક ચીજની બનાવતને જુદા જુદા ભાગોમાં વેંહેંચી નાખવી. દાખલા તરીકે, '**એક ટાંચણી બનાવવાનું કાંમ**' ૧૮) જુદા જુદા ભાગોમાં વેંહેંચાઈ જાએ, ઈયાને, એક બનાવનારના કહયા મુજબ, **ગજવામાં રાખવાનું એક ઘડીઆળ બનાવવામાં** ૧૦૨) જુદી જુદી જાતની મેહેનત કામે લાગી શકે. 'એડમ સ્મિથ' કહેછે કે "એક કારખાનામાં ૧૦) માણસો મેહેનતના વિભાગથી કરી દરરોજ ૧૨) રતલ ટાંચણીઓ બનાવી શકતા. હવે મધ્યમ કદની ટાંચણીઓ ૧) રતલની આસરે ૪૦૦૦) થાએ, ત્યારે ૧૨) રતલની ૪૮૦૦૦) થાએ. પણ જયારે ૧૦) માણસથી રોજ ૪૮૦૦૦) ટાંચણીઓ બનતી ત્યારે દરએક માણસને ભાગે ૪૮૦૦) ટાંચણીઓની આવરેજ [૧૧૮] આવેછે. હવે જો એ ૧૦) માણસો એ કામના જુદા જુદા ભાગો વેંહેંગી નલેતે અને દરએકજણ એખલોજ એક ટાંચણી બનાવવાનું કામ સરંજામ પોંહોંચાડવામાં મશગુળ રહેતે તો ૧૦) કે ૨૦) ટાંચણીતો રહી, પણ ભાગ્યેગે એક એક જણ ૧) ટાંચણી બનાવી શકતે." જાણીતો ફ્રેન્ચ ગ્રંથકાર '**મો. સે**' કહેછે કે '**રમવાના પાનાં**' [૧૧૯] બનાવવાનું એક કારખાનું જે તેણે જોયું

---

૧૧૭. Judicious 'Division of Labour' or 'Distribution of Employments'.

૧૧૮. Average ૧૧૯. Playing-cards.

હતું તેમાં "મેહેનત-વિભાગથી ૩૦) માણસો દરરોજ ૧૫૫૦૦) પાનાં બનાવતા જે પરથી દરએકને ભાગે ૫૦૦) થી વધારે પાનાંની આવરેજ આવવી જોઇએ. હવે જો એમાં મેહેનતનો વિભાગ ન હતે તો દરએક જણ ૨) પાનાં ભાએગે બનાવી શકતે, અને ૩૦) માણસો ૧૫૫૦૦) ને બદલે કદાચજ ૬૦) પાનાં બનાવતે." હવે એ સઘળાનાં કારણો ક્યા, બીજા બોલોમાં બોલીએ તો, મેહેનત વિભાગના ફાએદાઓ, 'એડમસ્મિથ' ના કહયા મુજબ ત્રણછે; તે એકે, 'દરએક કારીગરની પોતીકા હુંનરની ચોકસ સાખા સંબંધી જીઆદા હુશિયારી' જે એક ચોકસ કામજ વાડેઘડીએ કર્યાથી તેના હાથમાં તે કરવાની તાલ રમી રહયાથી નિપજેછે; બીજું:—"એક કામના એક ભાગપરથી બીજા ભાગપર ધ્યાન આપવાને ગુમાતા વખતનો બચાવ; અને ત્રિજું, મેહેનત ટુંક અને સવળ થઈ પડે એવા સાંચાઓની શોધ. બેબેજ [૧૨૦] અને મીલના કહયા પ્રમાંણે બીજા બે ફાએદાઓ એમાં ઉમેરાઈ શકાએ, તે એકે, કારીગરો ઈયા મેહેનત કરનારાઓ ને તેઓની શકિત મુજબ વેહેંચાઈ અપાતી મેહેનત. અને હથિયારોનો સઉથી સરસ અને વધતામાં વધતો થતો ઉપયોગ. પણ મારે કેહેવું જોઇએ કે મેહેનત-વિભાગનો વિસતાર બે ચીજ પર મુખ્ય આધાર રાખેછે—એકતો મારકેત [૧૨૧] નો વિસતાર, અને બીજી તો તહરેવાર ઉદયોગની ચોકસ જાતો અને ચોકસ ગુણો, [૧૨૨] જેમ કે, ખેતીવાડી કરતાં કારખાણા, એટલે, હુંનરથી થતી ચીજોની બનાવતમાં મેહેનતનો વિભાગ ઘણો વધારે થઈશકેછે. આગલ આપેલો ટાં-

૧૨૦ Mr. Babbage. ૧૨૧. Market.

૧૨૨, Nature of employments.

ચણીનોજ દાખલો લ્યો કે જેની બનાવતમાં ૧૮) જુદી જાતની મેહેનત કામે લાગી શકે;—એકતો, **તાર ખેંચી કાહાડવામાં**: બીજી, **તે તારને સીધો કરવામાં**, ત્રીજી, **તેને કાપવામાં**, ચોથી, **તેની અની બનાવવામાં**, પાંચમી **તેને માથા આગલથી ઘસવામાં**,[123] એ ત્રણ જાતની, **તેનું માથું બનાવવામાં**, એક જાતની, **તેને સફેદ કરવામાં**, ઇત્યાદિ. વળી **ટાંચણીને કાગજમાં ખોસવી** એ—એક જાતનો ધંધો થઈ લાગોછે.

મારકેતનો વિસતાર ઘણો ઇયા થોડો હોયાના ચાર કારણો.

હવે એક દેશની મારકેતનો વિસ્તાર ઘણો ઇયા થોડો હોયાના ચાર મુખ્ય કારણોછે;—૧. વસતિ બહુ હોએ ઇયા ઘણી થોડી હોય;—૨.—ઉદ્યોગથી નિપજતી પેદાસ વાપરનારા મારકેતથી બહુ નજદીક ઇયા બહુ દુર હોય;—૩.—સારા રસ્તાઓ અને ખુશકી ઇયા દરીઆ માર્ગે માલ લાવ લઈ જાવ કરવા અને લોકને આવજાવ કરવાના સગવડ ભરેલા ઉપાયો હોય ઇયા ન હોય;—અને, ૪.—લોકો તવંગર હોયાના સબબે જિન્નસોનો ખપ ઘણો હોય ઇયા ગરીબ સ્થિતીમાં હોયાથી તે ખપ ઘણો ઓછો હોય.

નવા સંચાઓથી મેહેનત કરનારા પર થતી અસર.

આપણને સારી પેઠે જાણીતું છેકે કોઈ પણ ઉદ્યોગમાં નવા સાંચાઓ દાખલ થયાથી માણસની મેહેનત અને દ્રવ્યની ઉત્પતી સવલ થઈ પડેછે. જોકે એક ઉદ્યોગમાં નવા યંત્રો દાખલ થયાથી તે ઉદ્યોગમા કામે લાગેલા મેહેનત કરનારાઓની હાલતપર પછવાડેથી બહુ સારી અને ફાએદા કારક અસર થાએછે, તોએ થોડુંકે વરતો તેપર માઠી અસર થાએછે અને થવી જોઇએ કારણ

---

૧૨૩ in grinding it at the top for 'receiving the head.

કે શરૂઆતમાં, જે જાતની તેઓ મેહેનત કરતા હતા તે જાતની મેહેનત ઘણે દરજ્જે નકામી થઈ પડી તેઓનો મોટો ભાગ બેરોજગાર થઈ પડે, પણ પાછળથી બીજી જાતની મેહેનત કરવામાં તેટલાંજ બલકે વધારે માણસો કામે લાગી શકેછે, જેમ કે. **છાપવાના સાંચા**[124] ની શોધથી કરી ૧૫) મી સદીમાં પેહેલાં કેટલાક **લેખકો**[125] બેરોજગાર થઈ પડયા હતા, પણ થોડુંક પછી તેટલીજ સં-ખ્યા, બલકે, તેથી વધારે, **બીબાં ગોઠવનારા**[126] ત-રીકે રોજગારે લાગી.

જિન્નસોની રેલ છેલનું ખરું કા-રણ.

હવે એક દેશમાં **જિન્નસોની રેલછેલ**[127] થવાનું ખરું **કારણ** શું તે જુઓ. કેટલાક અણજાણાઓ એમ કહેછેકે એક દેશમાં બનતા જિન્નસોની રેળછેળ દ્રવ્ય ઉત્પન્ન કરનારી શકિત વધાર્યાથી કરી થાએછે. પણ એમ કેહેવું ગલતછે, કારણ કે, બરાબર રીતે જોતાં, એક દેશમાં જિન્નસોની રેળછેળ ત્યારે થાએછે કે જયારે જે ચીજોનો ખપ હોય તેને બદલે જે ચીજો ન જોઈતી હોય તે બનાવ્યામાં આવે એટલે જે, બીજી રીતે કહીએતો, દ્રવ્ય ઉપજાવનારી શકિત વ-ધાર્યાથી નહિં પણ તે શકિત આડે માર્ગે વાપર્યાથી યાને ખરે માર્ગે ન વાપર્યાથી.

થાપણ એટલે શું? અને તેના જુદા જુદા ઉપયોગ.

એ થયા બાદ આ વિદ્યા પ્રમાણે **થાપણ** એટલે શું તે પર ધ્યાન આપવું છે. અર્થ વિદ્યા પ્રમાણે ફકત મેહેનતથી સંગ્રહ કીધેલો દામ 'થાપણ' તરીકે ન ગણાએ, પણ જયારે તે **દામ દ્રવ્યની ઉત્પં-**

---

૧૨૪. Printing-press. ૧૨૫ Copyists.
૧૨૬. Compositors, ૧૨૭. A glut of commodities.

તીમાં ફરીને કામે લગાડવામાં આવે ત્યારે તે થાપણ કહેવાએ. થાપણ ચાર જુદી જુદી રીતે ઉપ્યોગમાં આવેછે, તે એકે ખુદરતીજ સ્થિતીમાં મળી આવતી ચીજો કયાને હુંનરથી બનતી ચીજોનો જંગલી અસબાબ [૧૨૮] મેળવવામાં ; તે અસબાબની ચીજો હુંનરથી બનાવવામાં [૧૨૯] તે અસબાબ અને તે હુંનરથી બનેલી ચીજો જયાં પુષ્કળ હોય ત્યાંથી જયાં તેઓનો ખપ હોય ત્યાં લઈ જવામાં, અને તે પેદાસોનો ઉપ્યોગ કરનારાઓની અગવડ પ્રમાણે તે પેદાસોના વાંટા ઈયા ભાગલા કરવામાં [૧૩૦] પેહેલી રીતે જમીનની ખેતી કરનારા કયા કરાવનારાઓ, ખાન ખોદનારાઓ [૧૩૧] અને માછીઓની, બીજી રીતે, કારખાનાવાળાઓની, ત્રિજી રીતે જથ્થાબંધ વેચનારા વેપારીઓ [૧૩૨] ની, અને ચોથી રીતે, છુટક વેચનારાઓ [૧૩૩] ની થાપણ રોકાએછે કયા કામે લાગેછે. થાપણનો પેહેલી જાતનો ઉપ્યોગ સઉથી વધારે અગત્ય ધરાવેછે, કારણ કે, જે જે ચીજો આપણની હાજતો પુરી પાડેછે તે સઘળાનો જંગલી અસબાબ મેળવ્યા વના ચાલે નહિં, અને તે અસબાબ જમીનમાંથીજ નિપજેછે, જે સબબથી નામાંકિત સિસરો [૧૩૪] પોતીકા "દીઆફીસીઈસ" [૧૩૫] નામના લાટીન [૧૩૬] ગ્રંથમાં ખેતીવાડીના ઉત્તમ ધંધાની જે તારીફ ગાએછે તેને થોડે દરજજે ટેકો મળેછે. સિસરો કહેછે કે "ઉપ્યોગની સઘળી જાતો અથવા સાખાઓ જેમાંથી કાંઈ

---

૧૨૮. Rude or raw materials (of production.)

૧૨૯. In manufacturing the raw produce; ૧૩૦ Parcelling.

૧૩૧ Miners; ૧૩૨; Wholesale Merchants.

૧૩૩. Retailers; ૧૩૪. Cicero.

૧૩૫. De Officiis. ૧૩૬. *Latin.*

પણ દ્રવ્ય મેળવી શકાએ તેઓમાં ખેતીવાડી કરતાં કોઈબી વધારે સારી, વધારે દીલ પસંદ, વધારે ફાએદા કારક, અને સ્વતંત્ર માણસોને વધારે છાજતી છેજ નહિં." એમ કહેવું તદન ખરૂંજ નથી કારણકે હુંનરથી ચીજો બનાવવામાં ઇયા વેપારમાં વપરાતી થાપણથી કેટલીક વાર વધારે સંગીન ફાએદાઓ હાંસલ થએલા અનુભવ પરથી આપણે જાણીએ છીએ.

**થાપણના સંગ્રહની બે રીત.**

થાપણ બે રીતે સંગ્રહી શકાએછે. 'રીકારડો'ના કહેવા મુજબ તે ઇયાતો વધતી ઉપજનું ઇયાતો ઓછા ખપ અને ખરચનું પરીણામ હોય". દાખલા તરીકેએક કારખાના વાલો લેઇએકે જેનો વર્ષ દાહાડાનો નફો ૧૮૭૨) ના સાળની આખેરીએ ૧૨૦૦૦) રૂપીઆ હતો. હવે જો આ ૧૮૭૩)ના સાળની સેવતે એ કારખાના વાલાના ખરચમાં વધારો ઈયા ઘટાડો ન થાએ અને જો તેનો નફો વધીને ૧૩૦૦૦) રૂપીઆ થાએ તો તેની થાપણમા ૧૮૭૨) ના સાળ કરતાં ૧૦૦૦) રૂપીઆનો ઝઆદા વધારો થાએ. પણ જો નફો તેટલોજ રહે અને તેના ખરચમાં ૧૦૦૦) રૂપીઆનો ઘટાડો થાએ તોએ પરીણામ એક સરખું નિપજે.

**થાપણ વધારવાના મુખ્ય સબબો.**

ભવિષ્ય કાળને માટે બંદોબસ્ત કરવાની વાજબી ડાહાપણ ભરેલી આગમચેતી, અને નફો ઈયા લાભ થાએ એવા કાંમોમાં વાપરવાંની ખાહેસ એ બે મુખ્ય સબબોથી થાપણનો સંગ્રહ વધારે કરવાને બહુ ઉતેજન મળેછે. જોકે જંગલી લોકોનો તો રવૈયોછે કે "આજની વાતજ આજે કરવી અને કાળની વાત કાળપર સોંપવી." [૧૩૭]

---

૧૩૭. "The morrow will take care of itself."

તોએ જેઓ સુધરેલાં હોયછે તેઓ આવતા વખતનાં બંદોબસ્તની બારીકીથી આગમચેતી રાખેછે.

હવે એક દેશની થાપણની વધની સહુથી સરસ સાબેતી જોઇએતો તે દેશની વસતીમાં ઉતાવળે થતો વધારો ગણાએ, કારણકે લોકની જો વધ થઈ હોય તો તેઓને પાળવા માટે તે વધના પ્રમાણ મુજબ થાપણમાં પણ થોડી ઘણી વધ થવી જોઇએ. સારી જોગવાઇએ એક દેશની વસતી ૨૫) સાળના આરસામાં નજદીક બેવડી થઈ શકેછે એમ 'માલથસ'[૧૩૮] અનુભવ અને ખરી બનેલી બીનાઓ પરથી કહેછે, અને 'રીકારડો' એમ મત આપેછે કે એવીજ સારી જોગવાઈ હાથ લાગ્યાથી એક દેશની થાપણ ૨૫) સાળ કરતાં વધારે ટુક અરસામાં બેવડી થઈ શકે. વસતીની ઉતાવળી વધ વતરોગે થાપણની વધની બીજી પાંચ સાબેતીઓછે, તે એકે ખેતીના ઉપયોગનો બોહલો વિસતાર; વાહાણો, આગબોતો, અને બીજા લાવ લઈ જાવ કરનારા હથીઆરોની વધ; કારખાનાંઓ અને હુનરથી બનેલી ચીજોની વધ; વેપારીઓ, દુકાનદારો, ઈત્યાદિની વધ; અને ગોદીઓ ઈયા નેહરો બાંધવી અને એવાંજ બીજાં ભારે અને ખરચાઉ કામો સરંજામ ઉતરવાં તે.

થાપણના વધારાની સાબેતીઓ.

થાપણને લગતા ચાર તત્વ સિદ્ધાંતો 'મીલ'[૧૩૯] ના આપ્યા મુજબ નિચે પ્રમાણેછે;–૧. ઉદ્યોગનો વિસતાર થાપણના વિસતાર પર આધાર રાખેછે;–૨.—થાપણ, મેહેનતથી નિપજેલી પેદાસનો બચાવ એટલે જેટલી નિપજે

થાપણના ચાર તત્વ સિદ્ધાંતો.

૧૩૮. Malthus.

૧૩૯. Fundamental Propositions or Elementary Theorems.

તેથી ઓછી ખપાવવાનું પરીણામછે;૩.—જોકે થાપણ દ્રવ્યના બચાવનું ફળછે તોએ તે વપરાવું જોઇએ, કાંએકે સંગ્રહ થએલું દ્રવ્ય ઉપ્યોગ વગર થાપણ ન ગણાએ;—૪.—વસતુઓના ખપથી કરી મેહેનતનો ખપ ઉભો થતો નથી ઇયાને બીજા બોલોમાં બોલીએતો, વસતુઓ ખરીદવી એટલે જે મેહેનત ખરીદવી એમ નહિં.'' ૧૪૦ આ છેહેલું સિદ્ધાંત બહુ અગત્યનુંછે અને ઘણું ગુચવણ ભરેલું હોયાને લીધે તે વિષે થોડોક ખોલાસો કરવો વ્યર્થ ગણાસે નહિ.—વસતુઓનો ખપ ફકત મેહેનતની નેમ ઇયાને થાપણનો ચોક્સ ઉપ્યોગ મુકરર કરેછે, પણ મેહેનતનો વધારો કે ઘટાડો જાતે તે પર આધાર રાખતો નથી, કારણકે તેતો **મેહેનત-દામ** ૧૪૧ તરીકે કામે લગાડેલી **થાપણ**ના પ્રમાણ મુજબ હોયછે. વસતુઓના ખપથી કરી મેહેનતનો ખપ ઉભો નહિં થતો. એ બીના બરાબર સમજવાને આ નિચલા દાખલા પરથી તમોને સેહેલ પડશે. એમ ધારો કે '**ફ્લાનેલ**' ૧૪૨ નો ખપ પડયો છે, અને '**ફ્લાનેલ**' ખરીદવાને નાણું તૈયારછે પણ '**ફ્લાનેલ**' બનાવવાનું કારખાનું સ્થાપવાને કાંઇબી **થાપણ નથી.** હવે '**ફ્લાનેલ**'નો ખપ ગમે તેટલો મોહોટો હોય તોએ જ્યા સુધી 'ફ્લાનેલ' ખરીદવા ધારનારાઓ પોતીકાં નાંણાંનો થોડોક ભાગ 'ફ્લાનેલ' બનાવવાનું કારખાનું સ્થાપવામાં, એટલે જે 'ફ્લાનેલ'ની બનાવત માટે અસબાબ લાવવામાં અને મેહેનત કરનારાઓને તેઓ-

---

૧૪૦ "Demand for commodities is not Demand for Labour." or "To purchase produce is not to employ labour.'

૧૪૧ The wages of Labour ; ૧૪૨ Flannel.

ની મજુરી આપવામાં ન રોકે, ત્યાં સુધી 'ફલાનેલ' નિપજી ન શકે એ દેખાઈતુંછે માટે, જે પ્રમાણે વસ્તુઓનો ખપ ખરીદવાની મરજી અને તે સાથે ખરીદવાની શકિત પર આધાર રાખેછે, તે પ્રમાણે મેહેનતનો ખપ થાપણનો જે ભાગ મેહેનત-દામ તરીકે વાપરવાને જુદો કાહાડી મુકયો હોય તે કેટલોછે તે પર આધાર રાખેછે.

વસ્તુઓનો અને મેહેનતનો ખપ શાપર આધાર રાખેછે?

હવે "ફરતી થાપણ" [૧૪૩] અને "સ્થાવર થાપણ" [૧૪૪] એ બે વચ્ચે અર્થ શાસ્ત્ર પ્રમાણે શું તફાવતછે તે જુઓ (મીલના કહેવા મુજબ) 'ફરતી થાપણ' તે એવી થાપણ કેજે હરકોઈબી દ્રવ્યની ઉત્પંતીમાં સરંજામ ઉતરે ઈયાને બીજી રીતે કહીએતો, એવી થાપણ કેજે એકજ જાતની ઉત્પંતીમાં જેવીને તેવીજ રીતે અને તેવીજ હાલતમાં એક વખત કરતાં વધારે ઉપ્યોગમાં નહિં આવી શકે. એક હાથથી બીજે હાથે ફરયા વિના તે રેહેતીજ નથી અને તૈયાર થએલી પેદાસોના વેચાણથી ફરી ફરીને તેને નવો જન્મ મલેછે જે સબબને લીધે તેને 'ફરતી થાપણ' એ નામ આપ્યામાં આવ્યુંછે. દાખલા તરીકે ચીજોની બનાવતમાં કામે લાગતો અસબાબ, અને મેહેનત-દામ તરીકે વપરાતી થાપણ. "સ્થાવર થાપણ" તે એકે જે ટકાઉ, [૧૪૫] હોયાના સબબે દ્રવ્યની ઉત્પંતીમા તેવીજ રીતે અને જેવીને તેવીજ હાલતમાં એક કરતા વધારે વખત વ-

ફરતી થાપણ અને સ્થાવર થાપણ.

---

૧૪૩ Floating or Circulating Capital ; ૧૪૪ Fixed Capital
૧૪૫ In a durable form.

પરાયાથી તેનો નાશ થાએ નહિં, અને જેની ઉપજ એ-
ક કરતાં વધારે ઉપયોગથી થાએ. દાખલા તરીકે, દ્રવ્ય
ઉત્પંતીના કામો માટે બાંધેલાં કારખાના ઈયા એવાં બી
જા મકાંનો, સાંચાઓ, હથિયારો, ઇત્યાદિ. વલી ખાન
ખોદવામાં, નેહરો, રસતાઓ, ગોદીઓ બાંધવામાં, અને
દરીઆ હટાવી જમીન કરવામાં કામે લાગેલી થાપણ. પણ
સઉથી વધારે જાથુક [૧૪૬] **'સ્થાવર થાપણ'** તે એકે
જે જમીનની દ્રવ્ય ઉપજાવનારી શકિતમાં વધારો ઈયા
સુધારો કરવામાં રોકાએલી હોય. **'ફૂરતી'** અને **'સ્થાવર'**
**થાપણ** વચ્ચેનો ફેર આ નિચલી સમજણ પરથી તમોને
ખોલ્લી રીતે જણાઈ આવશેઃ—સાબુ બનાવવામાં **ચરબી**
અને **ખાર** કામે લાગેછે. હવે જે **ચરબી** અને **ખાર**
નો એક વખત સાબુ બનાવ્યો હોય તેજ **ચરબી** અને
**ખાર** જોકે સાબુ તરીકે તહરેવાર રીતે કામે લાગી શકે
તોએ **ચરબી** અને **ખાર** તરીકેજ ફરીથી ઈયા બીજીવાર
સાબુ બનાવવામાં કામે લાગી શકતાં નથી, એટલેજે, એક-
જવાર વપરાયાથી તે ચીજોનો તે **ચીજોજ તરીકે નાશ**
**થાએછે.** વળી પકવાન તૈયાર કરવા માટે બળતણ
બાળવામાં આવેછે, પણ એક બાળવાના લાકડાંની ચીરનો
જેટલો ભાગ એક પકવાન બનાવવામાં બળી ગયો હોય તેજ
ભાગ જોકે **કોલસા** ઈયા **રાખ** તરીકે પછવાડેથી ઘણી
રીતે કામે લાગેછે તોએ તેજ જાતનું ઈયા બીજું પકવાન
રાંધવામાં બળતણ તરીકેજ બીજીવાર કામે લાગી શકતો
નથી. પણ એક **કોહાડી** વતે એક ઝાહાડ કાપ્યું એટલે
તેની કોહોડી તરીકેની હસતી બાંધ પડતી નથી ઈયાને તે
કોહાડીનો કોહાડી તરીકે નાશ થતો નથી. બીજાં ૧૦૦)

---

૧૪૬ Permanent.

કે ૧૦૦૦) ઓહાડો તે કાપી શકે અને પછી પણ કદાચ તેનો તે હથિયાર તરીકેજ નાશ નહિ થાએ, પણ ફક્ત તેની કામ કરવાની શક્તિમાં ઘટાડો થાએ.

મેહેનત, જમીનની ઉત્પંતી, અને થાપણનો વધારો શાપર આધાર રાખેછે?

જે પ્રમાણે મેહેનતનો વધારો મેહેનત કરનારાઓની સંખ્યાના અને મેહેનત-દામ તરીકે વપરાતી રકમના વધારાના પ્રમાણપર આધાર રાખેછે, જે પ્રમાણે જમીનની ઉત્પંતી કરવાની શક્તિનો વધારો ખેતીના હુંનર સંબંધો થતા સુધારા અને ફાયદામંદ શોધોની વધપર આધાર રાખેછે, તે પ્રમાણે **થાપણનો વધારો જેમાંથી થાપણ નિપજે તેની, થાપણ વધારવાની લોકોની ખાએસ અને તે ખાએસ પાર પડે એવા કારણોની, થાપણને મલતા બચાવની અને ભવિષને માટે બંદોબસ્ત કરવાની આ-**ઘાઈના **કઊઅતની વધપર** આધાર રાખેછે.

દેશ દેશોના વેપારથી થતી અસર.

**દેશ દેશો વચ્ચે ચાલતા વેપારથી** ઉધ્યોગને આગલ વધવાની ગતિ મળેછે, દુન્યાના સુધરેલા ભાગોમાં મેહેનત જોઈએ તેવી વાજબી અને ફાએદા ભરેલી રીતે વેંહેંચાઈ જાએછે, પેદાસનો જથ્થો વધેછે, પેદાસની તહરેવાર જાતોમાં ઊમેરો થાએછે, અને જુદી જુદી પ્રજાઓમાં દીલસોજી અને સંપનો ગાંઠ બંધાએછે, જેથી કરી **થાપણના વધારાને ઊતેજન મળેછે.** વળી **"આંટ"**[૧૪૭] થી કરી નાણું ધીરવું ઈયા ઉછીકું લેવાને બની આવેછે અને દરએક માણસને પોતીકા ખપથી જીઆદા ઉત્પન્ન કરવાનું કારણ મલેછે, જેથી થાપ-

**"આંટ" ની અસર.**

૧૪૭ Credit;

ણના વધારા સંબંધી લાભ થાએછે. તમો સાગી પેઠે જાણો-
છો કે "આંટ" વગર દેશદેશો વચ્ચેનો વેપાર પણ ભાગી
પડે, કારણકે નામાંકીત અંગ્રેજી કિસ્સા લખનાર [૧૪૮]
"લારડ લીટન" [૧૪૯] જેનાં મરત્યુકના દુખદાયક સમા-
ચાર ગયા જાનેવારી માસમાંજ અતરે આપણને મળયા
હતા, તેના કહયા મુજબ આંટ એ "**એવું માતબર
દ્રવ્યછે કે જે વપારીઓને સઊથી વધારે કિમ્મતી
લાગેછે.**" [૧૫૦]

*થાપણના વધારાથી મેહેનત-દામ, નફા અને વ્યાજના દરપર થતી અસર.*

**થાપણના વધારાથી** કરી મેહેનત—દામ તરીકે કાહડેલી રકમમાં ઘણો ખરો ઉમેરો થાએછે અને તેમ થયાથી **મેહેનત—દામનો દર** પણ વધેછે. એ વાતમાં **એડમસ્મિથ, રીકારડો, મીલ, મકલક, ફાસેટ** અને બીજા ઘણા લખનારાઓ એકમત થાએછે પણ થાપણના વધારાથી કરી **નફા અને વ્યાજના દર** પર તદન જુદીજ અસર થાએછે. **એડમસ્મિથના** કહયા મુઆફક થાપણની વધથી કરી થાપણના જુદા જુદા માલેકો-માં હરીફાઇ દાખલ થાએછે, અને એક જણ બીજા કરતાં ઓછે વ્યાજે નાણું ધીરવા ઘ્યા ઓછે ભાવે પોતીકો માલ વેચવા તૈયાર થાએછે, જેથી **નફા અને વ્યાજનો દર ઘટેછે.**

*મોહોટાં કારખાનાંઓનો હસતીનાં ચાર કારણો.*

મેહેનતનો વધારે અને વધારે વિભાગ પાએદા ભરેલી રીતે થઇ શકે, કિમ્મતી સાંચાઓ દાખલ થયાથી વખત અને મેહેનતનો બચાવ થાએ, તેથી જે ચીજો હુનરથી બનતી હોય તેનો જથ્થો વધે અને તે વધવાને

---

૧૪૮. Novelist; ૧૪૯ Lord Lytton.
૧૫૦ "That prouder wealth, Which merchants value most." (Lady of Lyons Act V)

ઉતેજન મળે, અને વળી તે બનેલી ચીજો સસ્તે ભાવે વેચવાને બની આવ્યાથી જેટલી નિપજે તેટલી બધી જલદીથી ખપી જાએ—એ ચાર કારણોને લીધે ઘણું કરી મોટાં કારખાનાંઓ હસતીમાં આવેછે.

જાઇન્ટ સ્ટાક કમપની એટલે શું? તેના ફાએદા અને ગેરફાએદા.

હવે **"જાઇન્ટ સ્ટાક કમપની"** [151] એટલે શું અને **"જાઇન્ટ સ્ટાક કારભાર"** ના [152] ફાએદા અને ગેરફાએદા શું છે તે જુઓ. દ્રવ્ય ઉપજાવનારા ઉદ્યોગ સંબંધી કાંઈ પણ માહાભારત અને જોખમ ભરેલું કામ માથે ઉઠાવી લેવા માટે નાહાનો નાહાની રકમોની મદદથી એક મોહોટી થાપણ કરવાને જયારે કેટલાક પુરૂષો સામેલ થાએ ત્યારે તે **જાઇન્ટ સ્ટાક કમપની** કહેવાએ, જેમકે **રેલવે કમપનીઓ,** [153] **બેંકો, વિમો ઊતારનાર કમપનીઓ,** [154] ઇત્યાદિ પણ **જાઇન્ટ સ્ટાક કારભાર** જેમ કેટલીક રીતે ફાએદાકારક તેમ કેટલીક રીતે ગેરફાએદા ભરેલાછે. તેના ફાએદા એકે, **એકતો જે માહાભારત, ખરચાઊ,** અને **ઉપયોગી કામો** એક ઘણો તવંગર માણસ છતા એવા બેકે ત્રણજ સાથે મળી માથે ઉઠાવી લેવાની જોગવાઇ ન ધરાવે, અને જે કામો જો સરકાર પણ ઉઠાવી લેતો ઘણુ કરી લોકો પાસથી કર તરીકે નાહાની નાહાની રકમો હુસડાવીને પાર ઉતારે, તેવાં કામો **માથે લઈ પાર પાડવાની શક્તિ** જાઇન્ટ સ્ટાક કમપનીઓ ધરાવેછે;—**બીજુંતો,** સુધારા અને આબાદાનીમાં વધારે અને વધારે આગળ પગલાં ભરતી પ્રજાઓની હાજતો જેટલી સગવડ અને ઝડફથી પુરી પડવી જોઇએ તેમ પુરી પાડવાને જે કામો ચાલુ કરવાં

151 Joint-Stock Company; 152 Joint Stock-Manngement;
153 Railway Companies; 154 Insurance Companies.

જોઈએ અને જે ચાલુ કરવાને બે ત્રણ માતબર આદમી-ઓનું ગજવું પુરતું ન હોય તેવાં કામો ચલાવી શકેછે; ત્રિજુતો બેન્ક અને વિમાં જેવાં કામોમાં [૧૫૫] નાણાના વહીવત સંબંધી ઝરતો પુરી પાડવાને માટે લોકોમાં વિશ્વવાસ બેસાડવાને જોઇતી મોટી થાપણની જામીનગીરી લોકોને મળેછે અને ચોથુંતો સઘલા વહીવાતનો હીસાબ કેતાબ લોકોની જાણને માટે પ્રસિદ્ધ થાએછે. પેહેલા ફાએદાના સંબંધમાં માહાભારત કામો તરીકે આજ ગાડીઓ, ગોદીઓ, નેહેરો ઇત્યાદિછે. ઇંગલંડમાં ત્રિજા જીઆર્જ રાજા [૧૫૬] નાં વખતમાં જે "ઊવેસ્ટ ઈનડીઆ દાકસ" [૧૫૭] બંધાઈ હતી, અને હાલની રાજ્યકર્તા આપણની માયાળુ રાણી વિકતોરીઆના [૧૫૮] રાજ્યમા ઊઘડેલી "ગ્રેત ઉએસર્ટન રેલવે" [૧૫૯] ઇત્યાદિ તથા હિંદુસ્થાનમાં થોડુંક થયું ઊઘડેલી જી. આઈ. પી. આર [૧૬૦] અને "બી. બી. સી. આઈ. આર." [૧૬૧] ને નામે તમો સરવેને સારી પેઠે જાણીતી રેલવે, [૧૬૨] અને એ ઉપરાંત દરીઆમાં નાખેલું તારનું દોરડું [૧૬૩] એ સઘળાં માહાભારત કામો "જાઈન્ટ સ્ટાક કમપની" થીજ સરંજામ ઉતરયાંછે, કારણ કે તેપાર ઉતારવાને એક બે તવંગર આદમીની ગુંજાસ કદી પણ ચાલી શકતી નથી. બીજા ફાએદાના સંબંધમાં મુખ્ય કરી દુન્યાના જુદા જુદા ભાગોમાં આવવા જવાને અને વેપારના સંબંધમાં કાગજ પત્રો ઇત્યાદિ લાવ લઇ જાવ કરવાને "જાઈન્ટ સ્ટાક

---

૧૫૫ Banking and Insurance business; ૧૫૬ King George III.
૧૫૭ *West India Docks;* ૧૫૮ Queen Victoria.
૧૫૯ Great Western Railway.
૧૬૦ Great Indian Peninsula Railway.
૧૬૧ Bombay Baroda & Central India Railway.
૧૬૨ Railway; ૧૬૩ The Great Atlantic Cable.

કમપની," જેવીકે જાણીતી "પી. અને ઓ. કમપની." [૧૬૪] ની સ્ટીમરોથી થતી સગવડનો ઈસારો કરવોજ બસ-છે. એ થયા બાદ જાઈનટ સ્ટાક કમપનીઓનો કારભાર ઘણું કરી પગારે રાખેલા મેનેજરો [૧૬૫] ને સોંફવામા આવેછે જેઓને પોતીકો કબુલેલો દામ મળે કે પછી તે કમપની-ઓએ ઉઠાવી લીધેલા કામની બીજી થોડીજ દરકાર રહેછે, માટે પેહેલો ગેરફાએદો એકે અનુભવપરથી ઢડો મળયા મુ-જબ જેઓને જાઈન્ટ સ્ટાક કારભાર સોંફેલો હોયછે તે-ઓમાં તે કારભાર સારો નિવડવાને જેટલી જોઈએ તેટલી આતુરતા ઈયા ઈંતેજારી હોતી નથી. એ ગેરફાએદાના સંબંધમાં "ધણી વગરનાં ઢોર સુનાં" [૧૬૬] ઈયાને "દીવા પાછળ અંધારૂંજ" એ વારંવાર વપરાતી કેહેવ-તોની તમોને યાદ આપવી વ્યર્થ જાસે નહિ. બીજો ગેર ફાએદો "મેનેજરોમાં પ્રમાણિકપણાની અને જોઈએ તેટલા ઊમંગની ખુટ" અને ત્રિજો ગેરફાએદો "નજી-વા નફા અને ખરચના ટુકટુક બચાવ ઈયા કરક સર વિષે બેદરકારપણુ" એછે. આ બેદરકારપણું જુજ વખત હોય તો કાંઇ નુકસાંન નહિ થાએ, પણ આપણામાં કેહવતો છેકે "ટિપે ટિપે સરોવર ભરાય" [૧૬૭] અને "કાંકડે કાંકડે પાર બંધાય" [૧૬૭] તે પ્રમાણે જો નાંવલા નફા અને ખરચમાં ટુક ટુક બચાવ કરવાના બાબમાં આપણે વારંવાર બેદરકાર રહીએ તો ઘણો મોટો નફો આપણના હાથમાંથી જતો રહે અને આપણને મોટું નુક-સાંન થાએ.

---

૧૬૪ P. & O. Co ૧૬૫ Managers.

૧૬૬ "The master's eyes make the horse fat."

૧૬૭ "Many littles make a Mickle" or "Many a Muckle make a mickle."

ઇંગ્લાંડમાં મોટા પાયાપર ચાલતી ખેતી સારી કે બીજા દેશોમાં નાની ખેતી જેને "પેઝનટ પ્રોપ્રાએટરી સિસટમ" નું નામ આપેલુંછે તે સારી. તેઓના ફાયદા અને ગેરફાયદા.

એ થયા બાદ ઇંગ્લાંડમાં મોટા પાયાપર ખેતી [૧૬૮] ચાલેછે તે યા યુરોપના બીજા દેશોમાં જે રીતે નાની પાયરી પર ખેતી [૧૬૯] કરવામાં આવેછે અને જેને "પ્રેઝનટ પ્રોપ્રાએટરી સિસટમ" [૧૭૦] કરી કહેછે—એ બે માહેલી કેઈ રીત અનુભવ પ્રમાણે સારી નિવડેલી સાબેત થઇછે અને એ બંનેના ફાએદાઓ અને ગેરફાએદાઓ શું છે તે અને હિંદુસ્થાનમાં મોટી યા નાની ખેતી—એ બે માંહેલી કેઈ સારી નિવડે તે વિષે હું બોલવા માગુંછુ. હુંનરથી ચીજો બનાવવામાં મેહેનતનો વિભાગ જેટલો બધો થઇ શકેછે તેટલો બધો ખેતીવાડીમાં થઈ શકતો નથી, માટે મોટી પાયરીપર યા નાની પાયરીપર એ બેમાંથી કેઈ રીતે ખેતી કર્યાથી વધારે ફાએદા હાંસલ થાએછે એ સવાલ **અર્થવિદ્યામાં** બહુ અગત્ય ધરાવેછે અને તે વિષે ગ્રંથકારોના મત ફેર પડેલાંછે. કેટલાક લખનારાઓ મોટા પાયાપર ખેતી કરવાની રીત બહુ પસંદ કરેછે અને તેની એવી તરફેણ કરેછે કે જોઈએ તે કરતાં વધારે અગત્ય ધરાવવાનું તેને બની આવેછે. એ લખનારાઓના વિચાર પ્રમાંણે મોટા પાયાપર ખેતી કરવી અને મોટી પાયરીપર કારખાનાઓ ચલાવવાં એ બેમાં નિપજતા ફાએદા એક સરખા ગણાએછે, પણ એ વિચાર બહુ ભુલ ભરેલાછે, કારણ કે **મોટાં કારખાનાઓમાં** એટલે જે મોટી પાયરીપર હુંનરથી ચીજો બનાવવામાં મેહેનતનો વિભાગ સહુથી ઘણો થઈ શકેછે, અને એથીજ

૧૬૮ Large Farming ; ૧૬૯ Small Farming.
૧૭૦ Peasant-Proprietory System.

કરી ઘણા લાભકારક ફાએદાઓ હાંસલ થાએછે ; પણ ખેતી-વાડીનું કામ એવા ગુણો ધરાવેછે કે તેમાં મેહેનતના વિભાગનો વિસ્તાર બહુ થોડોજ થઇ શકતો નથી ઇયાને થયાથી કાંઈ મોટા ફાએદા નિપજી શકતા નથી. હવે જે પ્રમાણે કેટલાક લખનારાઓ મોટા પાયાપર ખેતી કરવાની તરફેણ કરેછે તે પ્રમાણે બીજા **લખનારાઓ** ઘણાછે અને ઘણા **વખણાયલા, ઘણા કાબેલ** અને ખેતીવાડીના બાબમાં પોતીકા ખુદ અનુભવને લીધે વિચારો આપવાને શક્તિવાન થઇ **આપણનું માન ધરાવે** એવા છેકે જેઓ **નાની પાયરી પર ખેતી કરવાની,** મુખ્ય કરી, નાની ખેતીની જે જાત **"પેઝનટ પ્રોપ્રાએટરી સિસટમ"** ને નામે ઓળખાએછે, એટલેજે, જે રીત પ્રમાણે નાની ખેતી કરનારાઓ એ કાંઈ જમીન **ઈજારે ઈયા ભાડે લીધેલી નહિં હોય,** પણ પોતીકેજ જમીનના ખુદ માલિક હોયછે,—**તેની** બહુ અછી રીતે વાજબીપણાથી તરફેણ ખેંચેછે, અને તેમ કરવાને શું મુસ્તકીમ કારણો તેઓ પાસેછે તેનો ખોલાસો કરેછે, જે કારણો એ કિસમની **નાની ખેતીના** જે ફાએદાઓ નિચે આપેલાછે તે પરથી તમોને તરત માલમ પડશે.

જોકે ફ્રેન્ચ ખેતીવાડી ઇંગ્રેજી ખેતીવાડી કરતાં ઘણીજ ઉતરતીછે એમ ઘણા લખનારાઓએ મંજુર રાખ્યુંછે, અને જોકે ફ્રાન્સમાં નાની પાયરીપર અને ઇંગ્લાંડમાં મોટા પાયા પર ખેતી ચાલેછે તોએ એમ નહિ કહેવાએ કે મોટી ખેતીજ નાની ખેતી કરતાં વધારે ફાએદામંદ ઇયાને સારીછે, કારણ કે ફકત આ ઉપલા એકજ દાખલાપરથી જો આપણે એવું સાધારણ મત બાંધીએ તો તે મત કાંઈ વજણદાર ગણાએ નહિં. માટે યુરોપના બીજા દેશો જેવાકે **નોરવીએ**[૧૭૧] **ઈટાલી,**[૧૭૨] **સુઈતઝરલેંડ,**[૧૭૩] **બેલજીઅમ,**[૧૭૪]

---

૧૭૧ Norway ; ૧૭૨ Italy.
૧૭૩ Switzerland ; ૧૭૪ Belgium.

હોલેંડ,[૧૭૫] ફ્લાનડર્સ,[૧૭૬] **પ્રશીઆ,**[૧૭૭] જર-**મની**[૧૭૮] ના કેટલાક સઉથી આબાદ રાજ્યો, જેવાંકે પેલેટાઈનેટ,[૧૭૯] હોલ્સટીન,[૧૮૦] **અને** ઈસ્ટ ફ્રીસ લેંડ,[૧૮૧] તે ઉપરાંત વળી "ચેનલ આઈલંડસ"[૧૮૨] ને નામે ઓળખાતા **જરસી,**[૧૮૩] ગર્નસી,[૧૮૪] અને **આલડરની** [૧૮૫] ના ટાપુઓ અને વળી ઊત્તર **અમે-રીકા**[૧૮૬] ના જે જે દેશોમાં ગુલામગીરીનો ધંધો નિકળી ગએલોછે, તેમાં કેઈ રીતે ખેતી કરવામાં આવેછે તે નક્કિ કરી, તેના ફાએદાઓનો ઇંગલાંડમાં ચાલતી ખેતીની રીતથી નિપજતા ફાએદાઓ સાથ મુકાબલો કરી, એ વીષે મત બાં-ધવું વાજબી ગણાએ. ભરોસો રાખી શકાએ એવા ગ્રંથો-પરથી માળમ પડેછે કે યુરોપના ઉપર કહેલા સઘળા દેશોમાં અને તે સાથે "**ચેનલ આઈલંડસ**" અને **ઊત્તર અમેરીકાના** ગોલામગીરીની જાલમાંથી છુટાં થએલાં દેશો-માં "**પેઝનટ પ્રોપ્રાએટરી સિસટમ**" ને નામે ઓળખાતી નાની જાતની ખેતી ચાલેછે, અને તે દેશોમાંનાં ઘણા ખરાં-ની જમીનની પેદાસ એટલી પુષ્કળ ઉપજેછે કે તેઓની ખેતી દુનિયામાં સઉથી સરસ ગણાઈ શકાએ. નામીચા ગ્રંથકારો-ના લખવાપરથીજ નાની પાયરીપર ખેતી કરવાની રીત ઇં-ગ્લાંડમાં ચાલતી મોટી ખેતીની રીત કરતાં વધારે સારી અને પસંદ કરવા જોગ તથા વધારે ફાએદામંદ ગણવાને આપણને પુરતાં કારણો મળેછે.

---

૧૭૫ Holland; ૧૭૬ Flanders; ૧૭૭ Prussia.
૧૭૮ Germany; ૧૭૯ Palatinate; ૧૮૦ Holstein.
૧૮૧ East Friesland; ૧૮૨ Channel Islands.
૧૮૩ Jersey; ૧૮૪ Guernsey.
૧૮૫ Alderney; ૧૮૬ North America.

હવે ઇંગ્લાંડમાં નાની ખેતીની "પ્રેઝનટ પ્રોપ્રાએટરી સિસટમ" ની ઇયા બીજી કોઈ પણ રીત ત્રણ મુખ્ય અડચણોને લીધે દાખલ થઈ નહિ શકતી. તે ત્રણ અડચણો એકે ત્યાંના લોકોને પોતાની જમીનની મીલકત પોતાનાપરથી બીજાઓના નામપર ફેરવી આપવામાં પડતી ભારે મેહેનત અને મોટા ખરચનો બોજો; મોટી મીલકતના વેચાણ ખત[૧૮૭] પછવાડે પડતા ખરચ સાથે મુકાબલો કરતાં **નાની મીલકતના વેચાણ ખત પર બેસતો બહુ આકડો ખરચ**; અને ઇંગ્લાંડના ધારાની રૂએ ત્યાંનાં લોકોને **જમીન મીલકત વંશપરંપરાગત કરવાને** ઇયા જન્મેલાં નહિં હોય તેઓને પણ તે મીલકતના વારેસ ઠેરવવાને **મળતો** અખત્યાર વગરેછે.

ઇંગ્લાંડમાં નાની ખેતીની રીત જેને "પ્રેઝનટ પ્રોપ્રાએટરી સિસટમ" કેહેછે તે દાખલ થતાં નડતી અડચણો.

મોટી પાયદીપર ખેતી કરવાના જે પ્રમાણે ગેરફાએદાઓ ઘણાછે તે પ્રમાણે થોડા ફાએદાઓ પણ છે. તે ફાએદાઓ એકે—અગત્યની ચીજો મોટા જથ્થામાં ખરીદયાથી સસતી કિમ્મતે મળી આવવી; ખેતીના સારાં અને કિસબથી બનાવેલાં હથિયારોનો થતો ઉપ્યોગ અને તેથી નિસડતો લાભ; ખેતીની પેદાસોને બજારમાં જથ્થાબંધ લઈ જતાં ખરચમાં થતી કીફાએત; વિદ્યાના તત્વોનું અગત્ય જોગું જ્ઞાન ધરાવવું અને તે મુજબ જાણીબુજીને ચાલયાથી ખેતીના હુનરમાં ફાએદા ભરેલી નવી નવી રીતો દાખલ થવી તે, અને નવી નવી તપાસો કરવાને બની આવતી પુરતી થાપણ. હવે ગે-

મોટી ખેતીના ફાએદા અને ગેર ફાએદા.

---

[૧૮૭] Conveyance.

રફાએદાઓની ટીપ નિચે મુજબછે--પગારે રહી મેહેનત મજુરી કરનારાઓમાં જોઈએ તેટલી ઊલટ ધયા ઉમંગની, જોઈએ તેટલી મેહેનતની, અને જોઈએ તેટલાં પ્રમાણિકપણાંની ગેરહાજરી; તેઓપર ઉપરી રાખવાની જરૂર અને તે ઉપરીઓનાં મેહેનત-દામનો થતો વધુ ખરચ; ખાતર[૧૮૮] નો મોટો જથ્થો ગાડાં ભરી ખેતરમાં લઈ જવા અને પાકને ઘેર ધયા વખારે લાવતાં થતો બોહોલો ખરચ; ખેતી જમીનની કરકસરની ખુટ[૧૮૯]; અને, પગારે રહેલા મેહેનત કરનારાઓને[૧૯૦] તેઓના ધનીઓની તાબેદારી કરવાના અને તે ધનીઓ પર પોતાના ગુજરાણ માટે આધાર રાખવાના વિચારોથી કામ કરવામાં પડતી ખલલ, કારણકે, મોટી પાયરી પર ખેતી ચલાવનાર ઘણુંતો ઘણું કરી પોતાનાં માણસોને "એ તું આએ કામ કર, ફુલાના ચીના તું ફુલાનું કામ કર" એમ હુકમ કરે, પણ નાંધલી ખેતી ચલાવનારને જો એક બે પગારદાર માણસો રાખવાની જરૂર પડેતો તે લોકોને કામ કરવાની ઉલટ છુટે એવી રીતે તે તેઓને કહે, જેમકે "ચાલો, ચાલો, ફુલાનું કામ કરી નાખીએ"; અને વળી સાથે તે પોતે પણ કામ કરવા લાગે.

પેઝન્ટ પ્રોપ્રાએટરી સિઝટમની નાંધલી ખેતીની રીત હિંદુસ્થાનમાં કેવી નિવડે.

હવે નાંધલી પાયરી પર ખેતી કરવાની જે રીત "પેઝનટ પ્રોપ્રાએટરી સિસટમ" ને નામે ઓલખાએછે, એટલે જે, જેમાં ખેડુતો પોતેજ જમીનના માલિક હોયછે તેના જેમ ઘણા ફાયદાછે તેમ એક બે ગેર ફાયદા પણ છે એમ મારે કહેવું જોઇએ. પણ એ ફાએદા

૧૮૮ Manure.

૧૮૯. Absence of the economy of land (in cultivation).

૧૯૦. Hired labourers.

અને ગેર ફાએદાની ટીપ આપ્યા આગમજ એ નાની ખેતીની રીત હિંદુસ્થાનમાં કેવી નિવડે તે વિષે હું બે બોલ બોલવા માગુંછું. હિંદુસ્થાનમાં નાની પાયરી પર ખેતી કરવાની રીત બહુ લાભકારક કહેવાએ, પણ નાંધલી ખેતીની **પેઝનટ પ્રોપ્રાએટરી સિસટમને** નામે ઓળખાતી જાત ઘણી પસંદ કરવા જોગ નથી, કારણકે, તેજ ખેડુતો ખેતી જમીનનાં માલેક હોવા જોઇએ કે જેઓનાં મગઝ સુધરેલાં હોય અને જેઓએ થોડી ઘણી પણ કેળવણીનો લાભ લીધો હોય, જેથી ભવિષ્યના બંદોબસ્તની આગાઈ તેઓના મગઝમાં રમી રહે, પણ હિંદુસ્થાનના કણબીઓ તરફ નેગાહ કરતાં આપણને દેખાઈ આવેછે કે તેઓમાં એવા ગુણોની હસ્તી હોવી બહુ મુશ્કેળછે. તેઓમાં ઘણા ખરા **"આજની વાત આજે અને કાલની વાત કાલે"**[૧૯૧] એ જંગળી રેવાજને વળગી-રહી ભવિષ્યને માટે બંદોબસ્ત કરવાની ડાહાપણ ભરેલી અગમચેતી રાખતા નથી. આવી અગમચેતીની ખાએસની તેઓમાં એક મોટી ખામીછે અને ખેતી જમીનનું ભાડું આપવાની પણ જો તેઓને ધાસતી ન હોય તો એ ખામી બહુ વધી પડે, અને જેટલું ઉપજાવતા હોય તેટલું પણ ઉપજાવવાની તેઓ દરકાર ન રાખે. એ રીત હિંદુસ્થાનમાં લાભકારક નહિં નિવડે તેનું બીજું એક અગત્યનું કારણ એછે કે એકધારગી આતરેના ખેડુતોને ભાડું આપવું નહિં પડે તોએ તેઓ આવતા વખતના બંદોબસ્તની ખાએસ રાખી જમીનમાંથી જેટલી નિપજે તેટલી બધી પેદાસ ઉપજાવી કાહાડે, તોએ પણ એવી પેદાસ હિંદુસ્થાનનાજ જુદા જુદા ભા-

---

૧૯૧. "The morrow will take care of itself."

ગોમાં લાવ લઈ જાવ કરવાને એ દેશમાં ઘણે ઠેકાણે સા-
રા અને સગવડ ભરેલા માર્ગો ઇયા મારફતો નથી, અને
એ ખુટથી તે લાવ લઈ જાવ કરવામાં ખરચ વધે એટ-
લુંજ નહિં, પણ બીજી તરેહવાર અડચણો નડે. લંબાણ
થવાની ભય રાખી એ સવાલ હું ખતમ
કરૂંછું, અને "પેઝન્ટ પ્રોપ્રાએટરી સિ-
સટમ" ના કોઇ પણ ચોક્કસ દેશોના
લાભમાં નહિં પણ સામાન્ય રીતે જોતાં
શું ફાએદાઓ અને શું ગેરફાએદાઓ છે
તેનો ખોલાસો કરવા માગું છું. સ્વતંત્રપણાની સ્થિતીથી કામ
કરવામાં એવી ઊલટ છુટે કે જેથી થાક પણ ન જણાએ;
કામ પાછલ સંભાળ જારી રાખવાને અને કામપર જાથુક
એક સરખું ધ્યાન આપવાને છુટતી ઉલત; ખરચમાં થતા
કસર; **જોઈએ તેવીજ રીતે ખાતર નાખી**[192] એતા
જમીનના દરએક ભાગને એવી રીતે સુધારવો અને ખેડવો
કે તેમાંથી જાથુક પેદાસ નિપજે; **મધ્યમપણું ઈયાને
ખાવા પીવામાં અંદાજો**[193] જે "**પ્લેટો**"[194] ના
વિચાર પ્રમાણે ડાહાપણ,[195] **હીમ્મત**[196] અને
**ઈનસાફ** ઇયા **રાસતી**[197] એ ત્રણેમાં ઉમેરાયાથી માણ-
સના **ચાર મુખ્ય સદગુણો**,[198] પુરા થાએછે તે; એતાને
લગતી **દંતકથાના જ્ઞાન**[199]નો જામરો ભંડોલ; અને
**રાખેતાનું કામ કરવામાં સંભાળ અને અનુભવથી
મળતી કળા ઈયા હુશિયારી**[200] એ સઘળા ઉપલી

"પેઝન્ટ પ્રોપ્રાએટરી સિસટમ" ના ફાએદા અને ગેરફાએદા.

---

૧૯૨. "By judicious application of manures."
૧૯૩. *Temperance.* ૧૯૪. *Plato.* ૧૯૫. *Prudence.*
૧૯૬. *Courage.* ૧૯૭. *Justice.*
૧૯૮. "*The Four Cardinal Virtues.*"
૧૯૯. *Traditional Knowledge.* ૨૦૦. "*Empirical Skill.*"

ફીસમની નાંખલી પાયરીપર ચાલતી ખેતીના ફાએદાઓછે. એ ફીસમની ખેતીના જો કોઇબી ગેરફાએદા હોયતો તે બે ત્રણ નિચે આપેલાજ ગણાઇ શકાએ. તે એકે **વિદ્યા તત્વોના જ્ઞાન**[201] **ની, ખેતીની નવી નવી સુધરેલી રીતોની,** અને નવી નવી તપાસો ફતેહમંદીથી લાભ થાએ એવી રીતે સરંજામ ઊતારવાને, અને નેહેર ખધા તલાવ, કુવા, વગેરેની મારફતે ખેતરને પાણી પાવાને, અને ખેતરમાંથી પાણી કાહાડી નાખવા માટે ગતરો બાંધવાના મોટાં **કામો પાર ઊતારવાને જોઈતા ઊપાયોની ગેરહાજરી.**

છેહેલે એક દેશમાં દ્રવ્યની ઉત્પંતી મોટા પાયાપર ફતેહમંદીથી ચાલવાને જે ચાર સરતો જરૂરનીછે તે વિષે હું ખોલાસો કરૂંછું. તે ચાર સરતો એછે કે તે દેશનાં બજારનો વિસતાર બહુ મોટો હોવો જોઈએ, એટલેજે, તે દેશમાં થએલી પેદાસનો ખપ ઘણો હોવો જોઈએ ઇયા તેમ નહિં હોયતો તે પેદાસનો બાહાર દેશ થતો નિકાસ બહુ મોટો જોઈએ; ત્યારબાદ, તે દેશમાં થોડા હાથમાં ઘણી મોટી થાપણ હોવી જોઈએ; વળી, તે થાપણને એવા **ડાહાપણ ભરેલા માર્ગે**[202] કામે લગાડવી કે તેના ઉપ્યોગથી કરી દર વર્ષ જાથુક તે થાપણમાં ઊમેરોજ થતો જાએ; અને તે ઉપરાંત વેપાર સંબંધી ઉઠાવી લીધેલાં માહાભારત કામોનો **અને વેપારનાં સંબંધમાં વિશ્વાસનો ફેલાવો**[203] આ ઉપલી સઘળી સરતો પાડ પારનાર તરીકે જો કોઇબી દેશ ગણાએ તો તે ઈંગ્લાંડ છે.

> એક દેશમાં મોટા પાયાપર દ્રવ્યની ઉત્પંતી કરવા માટે જોઇતી ચાર સરતો.

---

૨૦૧. Knowledge of Scientific Principles. ૨૦૨. *Judiciously.*
૨૦૩. "*Diffusion of Commercial Confidence.*"

દ્રવ્ય ઉત્પંતીને લગતા અગત્યના સવાલો વિષે બોલયા બાદ

ભાષાણનું સેવટ.

હવે આ ભાષણનું સેવટ આણતાં જન-ણીતા ફ્રેન્ચ ગ્રંથકાર 'બાસટિઆ'[૨૦૪] ના માણસ જાતની સુધરતી જતી હાલતના સંબંધમાં ઓચરેલા સતસખુનો અતરે ટાંકી લેઆ વિના મને ચાલતું નથી. '**ખુદરતી ભાઈબંધીની હાલત**-'[૨૦૫] એટલેજે "એવી હાલત કે જેમા તે કીરતારની ઘણી બાઝી પેદાસનો સઘળાઓને બને તેમ સરખો અને સામાન્ય લાભ લેવાની જોગવાઇ આપવાની તે કીરતારની મકસદ હયા નેમ રાખેલી તે સ્થિતી ભોગવવાને જોકે આપણે કદી પણ શક્તિવાન ન થઇએ એમ બને તોએ તે તરફ વખત જાતે આપણે (એટલેજે માણસ જાત) અજ્ઞાનપણા અને ગરીબાઇમાંથી મોકળા થઈ, વધારે અને વધારે નજદીક કદમ ભરીએ છીએ અને તે પગલાં ભરવામાં ફતેહ પામીએ છીએ" એમ **બાસટિઆ** કહેછે, અને વખત જેમ જેમ પોતાનો રસતો આગળ કાપતો જાએ તેમ તેમ ઉપલી કીસમની '**ખુદરતી ભાઈબંધીની સ્થિતી**' તરફ માણસ જાત પોતાનાં પગલાં એથી પણ જીઆદા અને વધારે નજદીક ભરવાને ઈશ્વરની યારીથી કરી શકિતવાન થાએ એવી ઉમેદ રાખી આ ભાષણ સમાપ્ત કરૂંછું.

---

૨૦૪. M. Bastiat. ૨૦૫. "*The state of natural communion.*'

---

**સમાપ્ત.**

